श्रीविजयनेमिसूरिग्रन्थमालारत्नम्-- २२

आशैशवशीलशालिने श्रीनेमीश्वराय नमः ।
नयनिकरनृपालिसमभिषिक्तः श्रीस्याद्वादसम्राड् विजयतेतराम् ।

श्रीतपोगच्छाधिपति-शासनसम्राट्-सूरिचक्रवर्त्ति-जगद्गुरु-
श्रीविजयनेमिसूरीश्वर-पट्टालङ्कार-व्याकरण-
वाचस्पति-शास्त्रविशारद-कविरत्न-
श्रीविजयलावण्यसूरिविरचिता

# तत्त्वार्थत्रिसूत्रीप्रकाशिका



[ वाचकवर-श्रीमदुमास्वातिपुङ्गवप्रणीत-तत्त्वार्थाधिगमसूत्रान्तर्गता त्रिसूत्री,
तदीयस्वोपज्ञभाष्यम्, तदुभयार्थनिरूपणप्रवणा सुधीशिरोमणि-
श्रीसिद्धसेनगणिमणिगुम्फिता टीका, एतत्रितयावलम्बिनी
प्रकाशिकाभिधा विवृतिः ]

निर्णयसागर प्रेस, मुंबई.



वीरनिर्वाणसंवत् २४७१

प्रति ५५५ ] [ वि० सं० २००१

मूल्यम्-सार्द्धरूप्यकचतुष्टयम् ।

प्रकाशकः—
राजनगरस्थ–श्रीजैनग्रन्थप्रकाशकसभायाः
कार्यवाहकः–श्रेष्ठी 'ईश्वरदास मूलचन्द्र' इति नामा ।
'कीकाभट्ट-पोल' अमदावाद ।

द्रव्यसहायकः—
राजनगरस्थ–'धनासुतार' प्रतोलिकान्तर्गत–
लावरीप्रतोलिकायाः श्रीसंघः ।

प्राप्तिस्थानम्—
सरस्वती-पुस्तकभण्डारः
'रतनपोल, हाथीखाना'
अमदावाद ।

मुद्रकः—
रामचंद्र येसू शेडगे, निर्णयसागर प्रेस,
२६।२८ कोलभाट स्ट्रीट, मुंबई.



धनासुतारनी पोलमांनी लावरीनी पोलना जिनमंदिरना मूलनायक
**श्रीवासुपूज्यस्वामी भगवान्**
[ प पू. आ. श्रीविजयलावण्यसूरिजी म. आदिना सं० २००० ना चातुर्मास-परावर्तनना उत्सव प्रसंगे लेवायल छवी. ]

Krishna Printery, Ratanpole, Ahmedabad



शासनसम्राट् सूरिचक्रचक्रवर्ती तपोगच्छाधिपति कदंबगिरिआदिअनेकतीर्थोद्धारक
आचार्य श्रीविजयनेमिसूरीश्वरजी महाराज

Krishan Printery, Ratanpole, Ahmedabad

# પ્રસ્તાવના



જગતના સર્વ દેશોમાં ભારતનું અગ્રગણ્ય સ્થાન તેની સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનને લઇને છે એ નિર્વિવાદ છે. દુનિયાના દેશો જ્યારે વસ્ત્રપરિધાન કે વ્યવહાર પણ શિખ્યા નહોતા ત્યારે ભારત તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિના ઉચ્ચ શિખરે વિરાજતો હતો.

આ ભારતની સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનમાં જૈનસંસ્કૃતિ અને તેનું તત્ત્વજ્ઞાન સર્વોચ્ચ છે. કારણ કે આ સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનના વિધાયક અને પ્રચારક પુરુષો કેવળ સર્વસંગત્યાગી પુરુષો છે. આ ત્યાગી પુરુષો જ્યા જ્યાં વિચર્યા અને જ્યાં જ્યાં તેમની સૌરભ પહોંચી ત્યા સર્વ ઠેકાણે તેમણે તેમના જ્ઞાન, આચાર અને વિચારમાં ત્યાગ બતાવ્યો છે. ત્યાગથી પલ્લવિત જૈનસંસ્કૃતિના ધુરંધરોનું સર્વ સાહિત્ય પછી તે ગમે તે વિષયનું હોય તે સર્વ ત્યાગપ્રધાન છે તેમાં બિલકુલ શકાને સ્થાન નથી.

મહાત્યાગી મહાવીરદેવ પરમાત્માએ સર્વત્યાગ અને દેશત્યાગરૂપ ધર્મ પ્રરૂપ્યો. આ સર્વત્યાગ અને દેશત્યાગ, ધર્મની સિદ્ધિ, ફળ અને વિચારણાને જણાવનાર પ્રભુઉપદિષ્ટ ત્રિસૂત્રીના વિસ્તારસ્વરૂપ દ્વાદશાગી છે જે દ્વાદશાગી સકળજૈનશાસનનું મૌલિક અને વિસ્તૃત તત્ત્વજ્ઞાન છે અને તત્ત્વજ્ઞાનના અશને પામી સકળ જગતનું શુદ્ધ તત્ત્વજ્ઞાન થઈ વિસ્તાર પામ્યું છે.

જૈનશાસનના ધૂરાવાહક મહાત્યાગી પુરુષોએ ત્યાગજીવનની આચરણા માટે માર્ગાનુસારી, દેશવિરતિ અને સર્વવિરતિ ભેદ પાડી સર્વકોઈને શુદ્ધ ત્યાગધર્મની આચરણાનો લાભ લેવા સરળતા કરી છે તેવી રીતે જૈનવાઙ્મયની સંક્ષિપ્તરુચિ, વિસ્તૃતરુચિ, અલ્પગવેષક, તત્ત્વચિંતક વગેરે સર્વને માટે અનેકવિધ સાહિત્ય રચી જૈનતત્ત્વજ્ઞાનનો લાભ લેવાની વ્યવસ્થા કરી આપી છે. જૈનશાસનના સર્વ સાહિત્યોમાં તત્ત્વાર્થસૂત્ર એવો ગ્રથ છે કે ગમે તે રુચિવાળો તેનો આદર કરી ગ્રહણ કરી શકે તેમ છે. ઊંડામાં ઊંડા તત્ત્વગવેષકને તત્ત્વની ઊંડી ચર્ચા તેમાંથી પ્રાપ્ત થાય છે અને અલ્પમાં અલ્પ અભ્યાસીને જૈનશાસનના સર્વતોમુખી તત્ત્વજ્ઞાનનો સંક્ષિપ્ત ખ્યાલ પણ તત્ત્વાર્થસૂત્રમાંથી મળે છે. અર્થાત્ તત્ત્વાર્થસૂત્ર સમર્થતત્ત્વગવેષક, તત્ત્વજિજ્ઞાસી, અભ્યાસી, કે શ્રદ્ધાળુ સર્વકોઈને એકસરખો ઉપયોગી છે.

આ તત્ત્વાર્થસૂત્ર જૈનશાસનના સર્વઅંગસ્વરૂપ તત્ત્વમીમાંસા, ચારિત્રમીમાંસા અને પ્રમાણમીમાંસા વગેરેથી સર્વમુખી છે. આથી તત્ત્વગવેષકો, નિર્મળ ચારિત્રવાંછુઓ અને તાર્કિકશિરોમણિ વગેરે સર્વ પુરુષો આ ગ્રથ તરફ આકર્ષાયા છે અને આ ગ્રથને તેમના મનન, દોહન અને નિદિધ્યાસનદ્વારા ખૂબ ખૂબ પરિષ્કૃત કરેલ છે તે વાત આ ગ્રંથ ઉપર થયેલાં અનેકવિધ ટીકા, ટીપ્પણો, નોંધો વગેરે પૂરી પાડે છે.

આ ગ્રંથના સર્વતોમુખી તત્ત્વવિકાસને લઈ જૈનશાસનના સર્વ ફિરકામાં આ ગ્રથ પ્રમાણભૂત મનાયો છે અને તે તે ફિરકાના અગ્રગણ્ય પુરુષોએ પોતાનો માની તેના ઉપર નોંધ, ચર્ચા અને વિવેચનો કર્યાં છે. છતા આ ગ્રથ શ્રી જૈનશ્વેતામ્બર સંપ્રદાયનો હોવાની વાત છૂપી રહી શકતી નથી.

આ ગ્રંથના ઉપર શ્રીસિદ્ધસેનગણિવર પૂનિત નામધેય હરિભદ્રસૂરિજી, માતૃહૃદયી મલયગિરિજીમહારાજ, પરમ-તાર્કિક ઉ. યશોવિજયજીગણિ અને ચિરંતન મુનિઓએ ટીકાઓ લખી છે અને ૩૩૪ મૂળ સૂત્રાત્મક આ ગ્રથને સર્વ તત્ત્વજ્ઞાનનો મહાગ્રંથ બનાવ્યો છે. આ ટીકાઓમાં શ્રીસિદ્ધસેનગણિની ૧૦૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા આજે ખૂબ પ્રસિદ્ધ છે.

તત્ત્વાર્થસૂત્રના દરેક સૂત્રો અનેક અર્થસંદર્ભથી ભરપૂર છે છતાં સકલશાસ્ત્રગર્ભવાળા પાંચમા અધ્યાયના ૨૯–૩૦–૩૧ એ ત્રિસૂત્રી તો ખૂબ જ અજોડ છે. કારણ કે ભારતીય દર્શનોમાં જૈનદર્શનની વિશિષ્ટતા પદાર્થનિરૂપક–સ્યાદ્વાદ શૈલીને લઈને છે. તેનું ઊંચુ તત્ત્વજ્ઞાન, ઉચ્ચ ત્યાગ અને આદર્શોને સત્ય રૂપે સિદ્ધ કરનાર આ સ્યાદ્વાદ છે. આ સ્યાદ્વાદ, યા જૈની પદાર્થપ્રતિપાદન શૈલી આ ત્રણ સૂત્રમાં છે. પ્રસ્તુત ગ્રથ કે જેની ઉપર આ પ્રસ્તાવના છે તે આ ત્રણ સૂત્ર, તેના ઉપર રચાયેલ સ્વોપજ્ઞભાષ્ય અને સિદ્ધસેનગણિની ત્રિસૂત્રીની ટીકા ઉપરની ત્રિસૂત્રીપ્રકાશિકા નામે ટીકાગ્રથ છે.

આ ત્રિસૂત્રી ઉપર મહાનૈયાયિક મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજે ત્રિસૂત્ર્યાલોક નામનો ગ્રંથ બનાવ્યો હોવાના પૂરાવા મળે છે પરંતુ તે ગ્રંથ આજે ઉપલબ્ધ નથી. તેમની અપૂર્વ પ્રતિભાશક્તિથી વિવેચક અને છણાવટપદ્ધતિએ રચાયેલો તે ગ્રંથ જો ઉપલબ્ધ હોત તો આ ત્રિસૂત્રીનું વિવરણ કોઈ નવીન જ પ્રકાશ રેલાવત તેમાં શંકાને સ્થાન નથી.

### ૧—આખા ગ્રંથ ઉપર ટીકા ન કરતાં ત્રિસૂત્રીની ટીકા કરવાનું કારણ

આખા તત્ત્વાર્થસૂત્રમાં આ ત્રિસૂત્રી ખૂબ જ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. કારણ કે વસ્તુપ્રતિપાદનશૈલીરૂપ સ્યાદ્વાદ સિદ્ધાન્ત કે જે જૈનશાસનનું સર્વસ્વ છે તે તેમાં પ્રતિપાદિત કરેલો છે. સિદ્ધસેનગણિએ પ્રૌઢ રીતે આ ત્રણ સૂત્રનું વિવરણ કર્યું છે છતાં તે વિવરણ સમજવા માટે આજે તેના સ્પષ્ટીકરણરૂપ ટીકાની ખૂબ જ આવશ્યકતા છે જે ગ્રંથને અવલોક્યા વિના સમજી શકાય તેમ નથી.

ત્રિસૂત્રીપ્રકાશિકાના બનાવનાર કોણ—

જૈનશાસનનો અંકુર, પલ્લવિતતા અને સૌરભમાં જો કોઈનો મહાન ફાળો હોય તો તે ત્યાગપ્રધાન સાધુ મહાત્માઓનો છે. આજે વિદ્યમાન જૈનશાસન અને તેની સંસ્કૃતિના મૂર્ત અમૂર્ત સર્વ સ્મારકોના પ્રેરક ઉપદેષ્ટા અને નિયતા તે મહાપુરુષો છે. જૈનશાસનમાં વિદ્યમાન ગ્રંથરત્નોનો નવાણું ટકા ભાગ આ જ મહાત્માઓના હાથે પલ્લવિત થયો છે અને રક્ષાયો છે. વિદ્યમાન વર્તમાન શાસનમાં ત્યાગી મહાત્માઓમાં પ્રધાન ગીતાર્થશાસનરક્ષક અજોડ પ્રતિભાસંપન્ન પરમપૂજ્ય **આચાર્યદેવ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના** પ્રધાન શિષ્યોમાંના એક પ્રસિદ્ધ **આચાર્ય વિજયલાવણ્યસૂરીશ્વરજી** મહારાજ છે.

### ૨—ત્રિસૂત્રીપ્રકાશિકા અને આચાર્યમહારાજ લાવણ્યસૂરિજીનો પરિચય

હરહમેશ કવિ, ગ્રંથલેખક કે ચર્ચાકાર તે તે વિષયમાં એકરૂપ ન બને ત્યાં સુધી કવિતા, ગ્રંથ કે ચર્ચામાં સફળતા પામી શકતા નથી. તેઓની તન્મયતા એટલી બધી હોય છે કે આહાર, વિહાર અને નિદ્રામાં પણ તેની તે જ વાત તેમના જીવનમાં રમ્યા કરે છે. ત્રિસૂત્રીકાર આચાર્યનું જીવન જ તત્ત્વાર્થસૂત્રનો અર્થવિન્યાસ કહીએ તો ખોટું નહિ ગણાય કારણ કે તત્ત્વાર્થમાં જ્ઞાન, જ્ઞેય અને ચારિત્રને પ્રતિપાદન કરવામાં આવ્યો છે તે ત્રણે તેમના જીવનમાં તે તે સ્વરૂપે ઓતપ્રોત રહ્યાં છે. આથી તત્ત્વાર્થસૂત્રના મૂળ કર્તા ઉમાસ્વાતિ મહારાજ અને તેને પરિષ્કૃત કરી જગતને દિઙ્મૂઢ કરે તેવી વ્યાખ્યાથી પરિષ્કૃત કરનાર સર્વવ્યાખ્યાકારી જ્ઞાન અને ચારિત્રને ઓતપ્રોત કરનાર હોવાથી આ ગ્રંથની બાહ્ય અને આંતર મહત્તા છે.

પૂ. આચાર્ય વિજયલાવણ્યસૂરિજી મહારાજ સાહિત્ય, વ્યાકરણ, ન્યાય અને તત્ત્વજ્ઞાનના અજોડ વિશારદ હોવા સાથે સુંદર વિવેચક ગ્રંથકાર, વ્યાખ્યાતા અને પ્રતિભાસંપન્ન આચાર્ય છે. તિલકમંજરી ઉપરની તેમણે બનાવેલી પરાગ ટીકાથી તેમની ગ્રંથનિર્માણ શક્તિ પ્રસિદ્ધ છે. જૈનજૈનેતર સર્વ વિદ્વાન કે અભ્યાસીને અતિ ઉપયોગી થતા ધાતુરત્નાકરના મહાકાય વિભાગો તેમની પરિશ્રમશક્તિ અને વ્યાકરણજ્ઞાનનું ઊંડાણ જણાવે છે. ન્યાય, તત્ત્વજ્ઞાન અને સુંદર વિવેચકપણાનું દર્શન આપણને ત્રિસૂત્રીપ્રકાશિકા ટીકામાં પદે પદે થાય છે. કારણ કે ત્રિસૂત્રિપ્રકાશિકા ટીકા અનેક યુક્તિસંપન્ન રચનાથી ભરપૂર તત્ત્વજ્ઞાન સાથે પદે પદનું સુંદર વિવેચન કરે છે. કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિવિરચિત સિદ્ધહેમ ઉપર સ્વોપજ્ઞ ન્યાસ ૮૪૦૦૦ શ્લોકપ્રમાણ હોવાનું મનાય છે તેમાંથી આજે ૧૬૦૦૦ શ્લોકપ્રમાણ મળે છે. આ અપૂર્ણ ન્યાસને પૂર્ણ કરવાનું ભગીરથ કાર્ય આચાર્ય શ્રીવિજયલાવણ્યસૂરિજીએ ઉપાડ્યું છે અને જેની શરૂઆત પણ કરી ચૂક્યા છે. આથી તેમનામાં અપૂર્વ ગ્રંથ નિર્માણ કરવાની શક્તિ પણ અજોડ છે. આટલું પ્રાસંગિક જણાવ્યા બાદ તત્ત્વાર્થસૂત્ર ભાષ્ય અને સિદ્ધસેનગણિવરની ટીકા આ ત્રણ ઉપરની આ ટીકા હોવાથી ત્રણના રચયિતા અને રચનાનો વિચાર કરવો પ્રથમ જરૂરી છે.

### ૩—તત્ત્વાર્થસૂત્રકાર તથા ભાષ્યકાર ઉમાસ્વાતિ મહારાજનો પરિચય

પૂર્વધર ઉમાસ્વાતિ મહારાજ પ્રભુ મહાવીર પરમાત્માના શાસન-આકાશમાં નિર્મળ કીર્તિરૂપ જ્યોત્સ્નાથી ચન્દ્રસમાન પ્રકાશી ગયા છે, તે વસ્તુ તત્ત્વાર્થસૂત્ર વાંચતા સ્પષ્ટ જણાય છે. તેમનો સમય આજના કરતાં વધુ પ્રગતિશીલ વાઙ્મયની સૌરભવાળો હતો. આ ગ્રંથ તેમણે ખૂબ સ્થિર બુદ્ધિથી કોઈ પણ જાતના પ્રવાહમાં તણાયા વિના તત્ત્વજ્ઞાનથી ભરપૂર હોવાથી રોજ ને રોજ વિચારતાં નવી નવી વસ્તુ દર્શાવે તેવો તેમણે રચ્યો છે. આ તત્ત્વાર્થગ્રંથના શબ્દે શબ્દે અને સૂત્રે સૂત્રમાં મહાજ્ઞાનીપણાનો, પ્રૌઢતાનો અને સંયમની એકરસતાનો સ્પષ્ટ ખ્યાલ આવે છે.

વાચકવર ઉમાસ્વાતિજી મહારાજ દશપૂર્વધારી હતા તેમ જૈન જગતમાં પ્રસિદ્ધ છે. છતાં દશપૂર્વધરપણાના ઉલ્લેખનો સ્પષ્ટ આધાર મળતો નથી. આમ છતાં તેઓના નામ આગળ વાચક શબ્દનો પ્રયોગ છે અને વાચક શબ્દ તે વખતે પૂર્વધરપણાનો સૂચક હતો તે ચોક્કસ જ છે. તેઓશ્રીના ગુરુ પાછળ આપણે અહીં **વાચક** શબ્દનો અર્થ **વાચકવંશ** નથી લઈ શકતા. જો વાચકવંશના જ **શ્રીઉમાસ્વાતિ વાચક** મહારાજ હોત તો પોતાના ગુરુશ્રીને પણ તે વંશમા થયેલ તરીકે ઉત્તરોત્તર **વાચક** શબ્દ જોડત માટે વાચકવંશ લઈ શકાશે જ નહિ. વળી **વાચકશ્રી શિવશ્રી મહારાજની** ગેરહાજરી કે વૃદ્ધાવસ્થાને કારણે દીક્ષાગુરુ **શ્રીઘોષનંદિ** આચાર્ય હોવા છતા **વાચકાચાર્ય શ્રીમૂલાચાર્ય** પાસે તેઓ વધુ અભ્યાસ કરે છે. એટલે અગ્યાર અંગ ઉપરાતનો અભ્યાસ કરવા તેઓ **વાચકાચાર્ય શ્રીમૂલાચાર્ય** પાસે જાય એ તો સ્વાભાવિક જ છે. એટલે બારમા અંગનો અભ્યાસ તેમની પાસે કરેલો હોવો જોઈએ. બારમા અંગમા મુખ્ય તો પૂર્વો જ છે એટલે **વાચકશ્રી ઉમાસ્વાતિ મહારાજ** પૂર્વના જ્ઞાતા હતા એમ ભાષ્યની છેલ્લી પ્રશસ્તિ–કારિકાનો વિચાર કરતા સમજી શકાય છે પરંતુ કેટલા પૂર્વના જ્ઞાતા હતા? એ પ્રશ્ન ઊભો રહે છે. તેનો કંઈક પત્તો જૈન શૈલીમાંથી મળી શકે છે. સામાન્ય એવો નિયમ છે કે—"ગણધર ભગવતો, ચૌદ પૂર્વધરો અને છેલ્લામાં છેલ્લા સંપૂર્ણ દશ પૂર્વધરનું રચેલુ સૂત્ર પ્રમાણભૂત ગણાય છે." કેમકે સાડા નવ પૂર્વ સુધીનો અભ્યાસ તો અભવ્યો પણ કરે છે. એટલે તેમનું સૂત્ર પ્રમાણભૂત ન ગણી શકાય અને દશપૂર્વધરના સૂત્રમાં તો સમ્યક્ત્વવત હોવાની શકા જ નથી રહેતી એટલે તે માન્ય ગણવામાં કોઈ વાંધો રહેતો નથી. તે પ્રમાણે **તત્ત્વાર્થસૂત્ર** એક દ્વાદશાંગીના વ્યવસ્થિત સાગોપાંગ પ્રતિબિબરૂપ સૂત્ર છે અને તેને પ્રમાણભૂત માનવાથી તેઓ દશપૂર્વી હશે એમ માન્ય કર્યું હોય, દિગબર વિદ્વાનોમાં શ્રુતકેવલીદેશીય* કહેવાય છે. તેમ જ **દશપૂર્વધર**નો પ્રવાદ સાભળવામાં આવે છે આટલા કારણોથી તેઓશ્રીને જ્યાં સુધી બીજા બાધક પ્રમાણો ન મળે ત્યાં સુધી દશપૂર્વધર કહેવાને હરકત નથી, શ્વેતાંબર તથા દિગબર એમ બન્નેય લેખકોનો તેમાં વિરોધ નથી.

**ઉમાસ્વાતિવાચક** મહારાજનો જન્મ **ન્યગ્રોધિકા** ગામમાં થયો છે અને **કૌભીષણિ** ગોત્રના **સ્વાતિ** બ્રાહ્મણ પિતાના તનના સારરૂપ (તનય) અને **વત્સ** ગોત્રના **ઉમા** નામની માતાથી જન્મ પામેલ (સુત) હતા. **શ્રીઆર્યશ્રેણિક મહારાજ**ના વખતથી નીકળેલી **ઉચ્ચૈર્નાગર** શાખાના પોતે **વાચક પૂર્વધર** આચાર્ય હતા, **વાચકશ્રી શિવશ્રી પૂર્વધર મહારાજના શિષ્ય અગ્યાર અંગના** જાણકાર **શ્રીઘોષનંદિ આચાર્યના શિષ્ય હતા** છતાં મહાવાચક અને શ્રીશ્રમણ ભગવાન **શ્રીમુંડપાદ** આચાર્યના શિષ્ય **વાચકશ્રી મૂલાચાર્ય**ના પોતે વિદ્યાશિષ્ય હતા. પાટલીપુત્રમાં વિચરતા હતા ત્યારે તેઓશ્રીએ આ સૂત્રની રચના કરી છે. આટલી વાત પ્રશસ્તિ ચોક્કસ સ્વરૂપમાં પૂરી પાડે જ છે.

**શ્રીઆર્યશ્રેણિક** મહારાજા પછી **ઉચ્ચૈર્નાગર** શાખા નીકળી. તે શાખામાં વાચકશ્રી થયા છે એટલે **શ્રીવીર** પ્રભુના નિર્વાણ પછી લગભગ ૪૭૧ વર્ષે **ઉચ્ચૈર્નાગર** શાખા નીકળી અને દિગબર પૂજ્યપાદાચાર્યની સર્વાર્થસિદ્ધિ નામે ટીકા શ્રીવીર નિર્વાણ પછી લગભગ અગિયારસો વર્ષે રચાઈ છે. આ ૬૦૦ વર્ષોના ગાળામા શ્રીઉમાસ્વાતિ વાચક થયા, એટલું નિર્વિવાદ નિશ્ચિત થાય છે એટલે રાજા વીરવિક્રમની પહેલાં લગભગ કે બીજી સદીમા તેઓ થઈ ગયેલા અનુમાનથી માની શકાય છે પરંતુ તેમનો ચોક્કસ વખત નક્કી કરવાને હજુ પ્રત્યક્ષ પૂરાવા મળી શકતા નથી. પ્રાચીન ગ્રંથકારોના પ્રાચીન ઉલ્લેખોથી હજુ વ્યવસ્થિત સ્વતંત્ર સંકલના કરીને ઐતિહાસિક સત્યો તારવવાની મહેનત કરવાથી વખત જતાં તેમનો ચોક્કસ સમય હાથ લાગી જવાનો સંભવ છે. સર્વાર્થસિદ્ધિકારના સમય પહેલાના ગ્રંથમાં તત્ત્વાર્થના કોઈ પણ ભાગનો ઉલ્લેખ વગેરે સાધક પ્રમાણ મળી જાય તો તેની પૂર્વે, તથા શ્રીવીર સેવી જગત પછીની કોઈ રચનાના સાધક-બાધક ઉલ્લેખોથી તેના સમયની અનિશ્ચિતતા જેમ જેમ ઘટતી જશે, તેમ તેમ નિશ્ચિતતા તરફ જવાતું જશે.

## ૪—તત્ત્વાર્થસૂત્રકાર ઉમાસ્વાતિ મહારાજની પરંપરા

**શ્રીતત્ત્વાર્થસૂત્રકાર** પ્રભુ મહાવીર પરમાત્માની મૂલ પરંપરા કે જેનું નામ પાછળથી શ્વેતાંબર પડ્યું છે તેમાં થયેલા હોવાનું તત્ત્વાર્થ ભાષ્યની પાછળની **પ્રશસ્તિ** પૂરવાર કરે છે. કેમ કે દિગબર સંપ્રદાયમા **ઉચ્ચૈર્નાગરી** શાખાનો ક્યાંય ઉલ્લેખ ન હોવાથી તેનો સંભવ જ નથી. વળી તત્ત્વાર્થની રચના દિગબર સંપ્રદાયના જુદા પડવા

---

* तत्त्वार्थसूत्रकर्तारमुमास्वातिं मुनीश्वरम्। श्रुतकेवलिदेशीयं वन्देऽहं गुणमन्दिरम्॥

પહેલાંની છે, કેમ કે તેમાં સ્ત્રીલિંગ સિદ્ધ તથા નિર્ગ્રન્થોના લિંગો સંબંધીનાં કોઈ પણ મતભેદનો ઉલ્લેખ નથી. દિગંબરમાં ઉપયોગવાદની મતભિન્નતા નથી. જે શ્વેતાંબરોમાં છે અને તેનો ઉલ્લેખ તત્ત્વાર્થભાષ્યમાં છે. एकादश जिने વગેરે સૂત્રો વિના મતભેદે શ્વેતાંબર માન્યતા પ્રમાણે જ છે. બીજા પણ ઘણા પ્રમાણો છે.

ભાષ્ય પણ તેમનું સ્વોપજ્ઞ છે કેમકે સૂત્રોનું વિવરણ ભાષ્યમાં શ્વેતાંબર સમ્મત છે. તેમ જ શ્વેતાંબરમાન્ય સૂત્રપાઠ વધુ મૌલિક અને સંગત છે. કોઈ પણ દિગંબરાચાર્યની ઉપલબ્ધ અનુપલબ્ધ ટીકા કરતાં ભાષ્ય વધુ પ્રાચીન છે. કેમકે તેની સાબિતીઓ સર્વાર્થસિદ્ધિ, રાજવાર્તિકભાષ્ય વગેરેમાં મળી રહે છે.

## ૫—ટીકાઓ અને ઇતર સાહિત્ય

તત્ત્વાર્થસૂત્ર ઉપર શ્વેતાંબર, દિગંબર પ્રસિદ્ધ આચાર્યોએ અનેક ટીકાઓ કરેલી છે. જુદી જુદી ભાષામાં અનેક વિવેચનો છે. જર્મન ભાષામાં પણ સભાષ્યનું ભાષાંતર હાલમાં થયું છે. દિગંબરાચાર્યોનો **તત્ત્વાર્થસાર** નામનો ગ્રંથ પણ છે જે મારી સમજ પ્રમાણે કદાચ **પ્રશમરતિ**ની પોતાના સંપ્રદાયમાં પૂર્તિ કરવા માટે કર્યો હોય. શ્વેતાંબરાચાર્યવિરચિત ટીકાઓમાં **શ્રીહરિભદ્રસૂરિજી**એ શરૂ કરેલી અને **યશોભદ્રસૂરિ** અને તેમના શિષ્યે પૂરી કરેલી ડુપડુપિકા નામની ટીકા, શ્રીસિદ્ધસેનગણિજીની મોટી ટીકા, શ્રીઉપાધ્યાયજી મહારાજશ્રીની એક અધ્યાયની ટીકા મળે છે. તથા યાદ પ્રમાણે શ્રીમલયગિરિજીની ટીકા સંભવિત છતાં મળતી નથી. ગુજરાતી પ્રાચીન અર્વાચીન વિવેચનોમાં એક યશોવિજયજીગણિનું વિવેચન મળે છે પરંતુ તે તો ન્યાયવિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાયજી શ્રીયશોવિજયજી કરતા જુદા અને તેમની પછી થયેલાનું છે.

શ્વેતાંબરાચાર્યની સર્વે ટીકાઓમા—બહુ જ વિશાલ ટીકા **શ્રીસિદ્ધસેનગણિજી**ની છે. જે ટીકામાં **ત્રિસૂત્રી** વ્યાખ્યાનો પણ પ્રસ્તુત પ્રકાશિકામાં ખાસ સમાવેશ કરવામાં આવેલો છે.

**શ્રીસિદ્ધસેનગણિજી શ્રીદિન્નગણિ ક્ષમાશ્રમણશિષ્ય શ્રીસિંહસૂરાચાર્ય**ના શિષ્ય **શ્રીભાસ્વામિના** શિષ્ય હતા એમ તેમણે છેલ્લે આપેલી ટીકાની પ્રશસ્તિ ઉપરથી સ્પષ્ટ થાય છે. શરૂઆતની કારિકાઓ ઉપર શ્રીદેવગુપ્તસૂરિની ટીકા પણ છે. શ્રીસિદ્ધસેનગણિજીની ટીકામાંના કેટલાક ઉલ્લેખો પરથી એમ જણાય છે કે બીજા પણ ત્રણ ચાર પ્રાચીન ટીકાકારો તેમની પૂર્વે થયા હશે.

આ નામના બીજા પણ કેટલાક આચાર્યો થયા છે તેથી ઇતિહાસના સંશોધનમાં ઘણો ગોટાળો થઈ જાય છે અને તેથી જ સામાન્ય શોધથી **સિદ્ધસેનગણિ**ને બદલે **સિદ્ધસેનદિવાકર** અને **ગંધહસ્તિ** ભાષ્યને બદલે પણ **સિદ્ધસેનદિવાકર** એવી ગેરસમજણો નામસામ્યથી ફેલાવાયેલી જણાય છે.

શ્રીસિદ્ધસેનગણિજીનો સમય ૯ મા સૈકાની આજુબાજુનો જણાય છે. તેમના બીજા ગ્રંથો ઉપલબ્ધ નથી પરંતુ આચારાંગસૂત્ર ઉપર વિવરણ હોવાનું સંભવિત જણાય છે.

# પ્રસ્તુત ત્રિસૂત્રી

## ૧ ત્રિસૂત્રીનું સ્થાન

તત્ત્વાર્થસૂત્રનું એક એક સૂત્ર જેટલું કરી શકાય, તેટલા વિવેચનને પાત્ર છે છતાં પાંચમો અધ્યાય આખા ગ્રંથના કેન્દ્રરૂપ અને તેની વ્યવસ્થાનો સુંદર નમૂનો છે.

પાંચમા અધ્યાયમાં શરૂ કરેલ અધ્યાયના મુખ્ય વિષયનું નિરૂપણ તો ૨૮મા સૂત્ર સુધીમાં સપૂર્ણ થાય છે. પરંતુ ૨૯મા સૂત્રથી જુદાં જુદાં પરિશિષ્ટો શરૂ થાય છે. જેમ ચોથા અધ્યાયમાં **સ્થિતિ:** સૂત્રથી એક પરિશિષ્ટ શરૂ થાય છે સાતમા અધ્યાયમાં દાનનુ નિરૂપણ વગેરે પરિશિષ્ટરૂપે જણાય છે તેમ એ પરિશિષ્ટમાં સત્, નિત્ય, બંધ, દ્રવ્ય, ગુણ અને પરિણામ વગેરે શબ્દો ગ્રન્થમાં જુદે જુદે સ્થળે વપરાયેલા છે તેનો સંબંધ દર્શનાન્તરીય અનેક વિપ્રતિપત્તિઓનો સંભવ માનીને દરેક શબ્દના સ્વાભિમત લક્ષણો અને વ્યાખ્યાઓ બાંધવામાં આવેલી છે નહિંતર તત્ત્વાર્થકાર લોકસિદ્ધ શબ્દોના લક્ષણો સૂત્રમાં આપવા બેસત જ નહિ અને સંક્ષેપકાર એવી રીતે શબ્દે શબ્દોના લક્ષણો આપવા બેસે પણ નહિ છતા ૨૮મા સૂત્ર પછીના સૂત્રમાં ઉક્ત ૬ શબ્દોથી વાચ્ય પદાર્થોના લક્ષણો સ્પષ્ટ શબ્દોમા સૂત્રોથી આપે છે.

ઉક્ત શબ્દો આખા ગ્રન્થમાં જુદા જુદા સૂત્રોમાં વપરાયેલા છે. તેની વ્યાખ્યા ક્યાંય ન કરતાં પદાર્થવિજ્ઞાનના મુખ્ય પ્રતિપાદક પાંચમા અધ્યાયમાં છ દ્રવ્યોના વર્ણન પછી પરિશિષ્ટરૂપે તેના લક્ષણો અને તેને લગતી વિશેષ હકીકતો ખાસ ત્યાં જ યોગ્ય સ્થળે સમજીને આપી છે.

૧-૭માં સત્ શબ્દ છે, ૫-૩માં નિત્ય શબ્દ છે, ૫-૨૪માં બન્ધ શબ્દ છે, ૫-૨માં દ્રવ્ય શબ્દ છે, ૫-૩૦માં ગુણ શબ્દ છે, ૫-૩૬માં પરિણામ શબ્દ છે. તે ઉપરાંત યોગ, ઉપયોગ વગેરેનું મૂળસ્વરૂપ પણ એ પરિશિષ્ટમાં બતાવેલુ છે. એમ પરિશિષ્ટની એવી વિચિત્ર અદ્‌ભુત સાકળ છે, કે એકબીજા પદાર્થો ઘણી જ ખૂબીથી સંકળાયેલા છે. છઠ્ઠા અધ્યાયમાં યોગનું વર્ણન શરૂ કરતાં પહેલાં પાંચમા અધ્યાયને યોગ્ય યોગનું મૂળસ્વરૂપ બતાવવા પરિણામની વ્યાખ્યા કરવી પડે છે અને તે પહેલાં દ્રવ્ય, ગુણપર્યાયની વ્યાખ્યા કરવી પડે છે. વચ્ચે કાળનો અતર-અધિકાર આવી જાય છે. દ્રવ્ય ગુણની વ્યાખ્યા પણ બન્ધમાં સામાધિક પારિણામિક બતાવવા પરિણામની વ્યાખ્યાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે, પરંતુ દ્રવ્યગુણની વ્યાખ્યા આપ્યા વિના તેના ભાવરૂપ પરિણામનું વર્ણન થઈ શકે નહિ. પરિણામની વ્યાખ્યાની આવશ્યકતા બંધની વ્યાખ્યામાંથી ઊભી થાય છે એટલે એ પાછળના આખા પરિશિષ્ટમાં મુખ્યપણે તો સત, નિત્ય અને બંધ એ ત્રણની જ વ્યાખ્યા આપવા જતાં તેની સાથે સંકળાયેલા બીજા પદાર્થોની ગૌણ અને મુખ્યપણે વ્યાખ્યાઓ અને સ્વરૂપનિરૂપણ થતાં જાય છે. આ સૂત્રકારના જેવી આવી અજબ ખૂબી કોઈ પણ સૂત્રકારમાં જોવામાં આવી નથી આવા ગહન સંબંધોથી સાંકળેલી સૂત્રરચના હોવા છતાં સ્વોપજ્ઞ ભાષ્યમાં પોતે જે સંગતિઓ આપે છે તે કેવળ તદ્દન સાદી સરલ અને કેમ જાણે સામાન્ય પ્રકારની હોય તેમ આપે છે. એટલા ઉપરથી તેઓ સૂક્ષ્મ સંગતિઓ નથી કરી જાણતા એવી કલ્પના પણ ન કરવી. પરંતુ ભાષ્યની સરળતા બાળબોધક છે. હાલમાં જેમ નવતત્ત્વપ્રકરણ વગેરે પ્રાથમિક અભ્યાસીઓ માટે છે તેમ તત્ત્વાર્થાધિગમસૂત્ર અને એ દૃષ્ટિથી તદ્દન બાળ ભાષામાં પ્રશ્નો કરીને અવતરણો જોડવામાં આવ્યા છે.

અહીં ત્રિસૂત્રીમાં તો ત્રણ સૂત્રો લેવામા આવેલા છે.

૧ उत्पादव्ययध्रौव्ययुक्तं सत् ૫-૨૯
૨ तद्भावाव्ययं नित्यम् ૫-૩૦
૩ अर्पितानर्पितसिद्धेः ૫-૩૧

આમાં પણ નિત્યની વ્યાખ્યા, સત્‌ની વ્યાખ્યાને આધીન છે. એટલે એક રીતે નિત્યની વ્યાખ્યાનું સૂત્ર પણ ગૌણ અવાન્તર વિષય તરીકે છે એમ કહેવામાં હરકત નથી મારી સમજ પ્રમાણે વ્યય શબ્દ-સત્‌ની વ્યાખ્યામાં અંદર પડેલો છે અને એ જ વ્યયના અભાવરૂપ અવ્યય શબ્દ નિત્યની વ્યાખ્યામાં આવે છે તેમ જ નિત્યની વ્યાખ્યામાં સદ્‌ભાવ એટલે સત્ત્વની અવ્યયતા આપે છે આમ વ્યય અને અવ્યય, સત્ત્વ અને નિત્યતા એ વગેરે પરસ્પર વિરુદ્ધ અને અસંગત જેવું કોઈ પણ વાચકને સ્પષ્ટ જણાય છે અને તેનો આ વિરોધ શા માટે? અથવા તેનો પરિહાર સૂત્રકારને કેવી રીતે ઇષ્ટ હશે? આ જિજ્ઞાસા સ્વાભાવિક રીતે જ જાગે એવું આ બે સૂત્રોનું વિચિત્ર સ્થળ આખા ગ્રન્થમા આ ઠેકાણે જ છે. એટલે અહીં અભ્યાસીના મનમાં શકા, ગુંચવણ અને જિજ્ઞાસા જાગ્યા વિના રહે તેમ નથી જ એટલે તેના પરિહાર તરીકે, હેતુસૂત્ર अर्पितानर्पितसिद्धे બરાબર સ્થળે આબાદ સૂત્રકાર ભગવતે મૂકી દીધું અને એમ કરીને આખી સ્યાદ્વાદ પદ્ધતિનું નિરૂપણ કરી નાખીને આખા ગ્રન્થને સ્યાદ્વાદ નામની તત્ત્વજ્ઞાનનું વ્યાખ્યાન કરનારી વ્યાખ્યા પદ્ધતિ ઉપર મૂકી દઈ તત્ત્વજ્ઞાનના ગ્રથ તરીકે સિદ્ધ કરી દીધો છે.

એટલે આ સૂત્ર સ્યાદ્વાદ સરણનું બીજક હોવાથી ખાસ સ્યાદ્વાદના નિરૂપણમા ઉપયોગી છે માટે જેમ તત્ત્વાર્થમાંથી અનેક સ્વતંત્ર વિષયો તૈયાર થતાં, એક એક વિષય ઉપર સ્વતત્ર ગ્રથ લખી શકાય તેમ છે. એ પ્રમાણે સ્યાદ્વાદનું નિરૂપણ કરનાર જ ગ્રન્થ તત્ત્વાર્થ ઉપરથી લખવો હોય તો આ એક જ સૂત્ર બસ છે. પણ આ સૂત્રવિરોધનો પરિહાર કરવા માટે હેતુસૂત્ર છતા સ્યાદ્વાદનું પ્રતિપાદક છે પણ વિરોધ ક્યા આવે છે કે જેના પરિહાર માટે આ સૂત્ર આપવું પડ્યું છે? તે પ્રશ્નના સમાધાન માટે ઉપરનાં બે સૂત્રો લઈને પરસ્પર વિરોધ બતાવીને તેનો પરિહાર બતાવવાનો શક્ય બને છે માટે ન્યાયાચાર્ય-ન્યાયવિશારદ શ્રીઉપાધ્યાયજી મહારાજાએ એ ત્રણ સૂત્રો જ પસંદ કરીને ત્રિસૂત્ર્યાલોક ગ્રંથ લખ્યો. શ્રીસિદ્ધસેનગણિજીએ પણ સકલશાસ્ત્રગર્ભ ત્રિસૂત્રી તરીકે જણાવી અને પ્રસ્તુત આચાર્યશ્રીએ પણ પ્રસ્તુત પ્રકાશિકાવૃત્તિ માટે પણ એ ત્રણ સૂત્રો જ પસંદ કર્યાં છે.

## ૨ ત્રિસૂત્રીની વ્યાખ્યાઓ

આ ત્રણ સૂત્ર ઉપર જૈન તર્કપદ્ધતિ અને સ્યાદ્વાદપદ્ધતિના સિદ્ધાંતોના ગહન વિવેચનો ટીકાકારોએ જ કર્યાં છે તેને પરમપૂજ્ય આ. વિજયલાવણ્યસૂરિજી મહારાજાએ બહુ જ સૂક્ષ્મતાથી શબ્દે શબ્દના ભાવો પલ્લવિત કરવાનો

પ્રયાસ કર્યો છે જે ગ્રન્થનું રીતસર અધ્યયન કરવાથી બરાબર ખ્યાલમાં આવે તેમ છે અને સંક્ષેપમાં તેનો ખ્યાલ લેવો હોય તો ૧૮ પેઇજની વિસ્તૃત અનુક્રમણિકા જોવાથી પણ સ્થૂલ ખ્યાલ આવશે. છતાં તેનો ટૂંક ખ્યાલ આપીએ છીએ.

આપણે ત્રિસૂત્રી પ્રકાશિકા ટીકાની રચના કરનાર આચાર્યશ્રીના વ્યક્તિત્વ વિષે વિચાર કર્યો, હવે, ટીકાના અંતર્ભાગમાં પ્રવેશ કરી ટીકાની વિશિષ્ટતા વિષે થોડું અવલોકન કરીશું, જે અસ્થાને ગણાશે નહિ.

ત્રિસૂત્રી ઉપરની શ્રીસિદ્ધસેનગણિ મહારાજની વૃત્તિનો ભાવ અત્યંત સ્પષ્ટ કરવામાં આ પ્રકાશિકા આજે એક સબલ સાધન ઉત્પન્ન થયું છે. પ્રકાશિકામાં કોઈ પણ વિષય અને કોઈ પણ શબ્દને સ્પષ્ટ કર્યા વિના છોડવામાં આવેલો નથી એટલું જ નહીં પરંતુ પ્રાયઃ દરેક દરેક ઉપયોગી શબ્દોનો ભાવ અને પૂર્વાપરની સંગતિ સૂક્ષ્મતાથી જોડવામાં આવેલી છે. ઉપરાંત, દરેક મહત્ત્વનાં વાક્યોનાં અવતરણો અને છેવટનો ભાવ વ્યક્ત કર્યા વિના આગળ વધાયું નથી. સાથે સાથે જરૂર પડી છે ત્યાં ત્યાં બીજા ગ્રન્થોનાં પ્રમાણો ટાંકીને વિધેયને ખૂબ પરિપુષ્ટ કરવામાં આવેલ છે.

પૂર્વપક્ષ તરીકે રજુ કરવામાં આવેલા ભાગો કોનાં મતવ્યો છે અને પૂર્વપક્ષકારનો પૂર્વપક્ષમાં શો આશય છે? તેને બરાબર સ્પષ્ટ કરી નાંખી ઉત્તરપક્ષ તરીકેનો ખંડન વિભાગ—પૂર્વપક્ષના દરેકે દરેક અંશને બરાબર સ્પર્શ કરીને કેવી રીતે ખંડિત કરે છે, તે પદ્ધતિસર સમજવામાં અભ્યાસીને આ ટીકાથી બરાબર મદદ મળે છે અને સાથે સાથે અભ્યાસ અને વાચન રસપ્રદ બની રહે છે. ટીકાની ભાષાશૈલી એકદમ સ્પષ્ટ અદરિદ્ર–શબ્દરચનાવાળી, પ્રાંજલ અને સચોટ છે. નવ્ય ન્યાયની વિવેચનપદ્ધતિમિશ્રિત વિશદ પ્રાચીન પદ્ધતિની પ્રૌઢ પદ્ધતિ એટલી જ રોચક અને પ્રવાહભરી છે જે આચાર્ય મહારાજની દર્શનાન્તરીય જ્ઞાનની શક્તિ અને જૈન તત્ત્વજ્ઞાન તેમ જ જૈન તર્કપદ્ધતિના જ્ઞાનની સૂક્ષ્માભ્યાસિતા પૂરવાર કરવાને પૂરતી છે. વીતરાગ પરમાત્માની સ્યાદ્વાદ શૈલીની દેશના અને પ્રાચીન પૂર્વાચાર્યોની શાસનભૂષણતા પ્રતિ અનન્ય ભક્તિભાવ પણ આ ટીકામાં એટલો જ વ્યક્ત થાય છે.

વિશેષ ખૂબી તો એ છે દર્શનાન્તરીય પૂર્વપક્ષોને પ્રથમ બરાબર સ્થિર કરવામાં આવેલા છે અને પછી ઉત્તરપક્ષ તેમ જ તેનું તારતમ્ય બરાબર ઠસાવવામાં આવેલું છે. છતાં પૂર્વાચાર્યોની તત્ત્વવ્યવસ્થાને ક્યાંય ભૂલવવામાં આવી નથી.

### ૩ માતૃકાપદાસ્તિકાય વગેરે વિષે

**અર્પિતાનર્પિતસિદ્ધેઃ** એ સૂત્રના ભાષ્યમાં માતૃકાપદાસ્તિકાય વગેરે જે વિવેચન કરવામાં આવ્યું છે તે નવીન જણાય છે. તેનું મૂલ ઉપલબ્ધ કોઈ આગમમાં કે પૂર્વાચાર્યવિરચિત કોઈ પ્રકરણગ્રન્થમાં કે અનુપલબ્ધ આગમો કે ગ્રન્થોમાં હશે કે પૂર્વોમાંથી ઉદ્ધૃત હશે? તે એક સંશોધનનો વિષય છે. કેમકે આ જાતનું નિરૂપણ હાલમાં કોઈ પણ સ્થળે આપણા જોવામાં આવ્યું નથી તેમ જ ટીકાકારો પણ તેનું કોઈ પણ સ્થલ બતાવતા નથી. દિગંબર સંપ્રદાયના કોઈ ગ્રન્થમા પણ આ વસ્તુ જોવામાં આવતી નથી અને જો તે વસ્તુ તેવી જ હોય તો વાચકશ્રીનું પૂર્વધરપણું અને ભાષ્યનું સ્વોપજ્ઞપણું સાબિત કરવાને આ પણ એક પ્રબલ પ્રમાણ આપણા જાણવામાં આવી શકે છે. કેમકે એ નિરૂપણ પૂર્વોમાંથી કદાચ ઉદ્ધૃત હોય, એમ સંભવિત માની શકાય છે.

ટીકાકાર ભગવંતોએ સૂત્રની અનેક વ્યાખ્યાઓ કરીને સપ્તભંગી, સકલાદેશ, વિકલાદેશ વગેરે પદાર્થો કાઢ્યા છે પરંતુ તે મૂળ ભાષ્યમાં શબ્દશઃ તો નથી જ, છતાં આ સૂત્ર એવું છે કે તેમાંથી ફલિત કરી શકાય તેમ છે.

ભગવાન મહાવીરદેવના સકલજંતુકલ્યાણકર જીવનોદ્દેશમાં જ શ્રીતત્ત્વાર્થકારે પોતાના જીવનનો ઉદ્દેશ સામેલ કર્યો છે. ટીકાકારોએ અને શ્રીપ્રકાશિકાકાર આચાર્ય મહારાજનો પણ એ જ જીવનોદ્દેશ છે. આવા મહાન ઉદ્દેશની સિદ્ધિના પ્રયાસોમાં મને પણ યત્કિંચિત ભાગ મળ્યો છે, તો તેથી હું મારુ મહદ્ ભાગ્ય માનું છું અને આવું ભાગ્ય હોવાની સિદ્ધિમાં જ ખૂબ રાચતો હું વિરમું છું.

મેસાણા,<br>માગસર સુ. ૧,<br>૨૦૦૧

પ્રભુદાસ બેચરદાસ પારેખ

# प्रास्ताविकस्फुरणा

विदाङ्कुर्वन्तुतरां विद्वन्मण्डली, यदुत–त्रिसूत्रीप्रकाशिकानामाऽयं ग्रन्थमणिः। अत्र चत्वारो ग्रन्थाः समवतीर्णाः– मूलसूत्राणि, भाष्यम्, श्रीसिद्धसेनगणिटीका, प्रकाशिकाख्या विवृतिश्चेति । अमीषां क्रमशः प्रसङ्गोचिता काचित् विचारणा वितन्यते ।

इहेमानि त्रीणि मूलसूत्राणि—

(१) "उत्पादव्ययध्रौव्ययुक्तं सत्" ॥ २९ ॥ (२) "तद्भावाव्ययं नित्यम्" ॥ ३० ॥ (३) "अर्पितानर्पित-सिद्धेः" ॥ ३१ ॥

नेमानि स्वतन्त्रैकग्रन्थरूपाणि, अपि तु वाचकवरेण्यश्रीमदुमास्वातिपुङ्गवविरचितस्य तत्त्वार्थाधिगमाभिधस्य ग्रन्थमणेः पञ्चमाध्यायान्तर्गतानि ।

तत्त्वार्थपरिचयः–'तत्त्वार्थाधिगमसूत्रम्' इति सान्वर्थं नाम तत्र जिनागमोदिततत्त्वभूतनिखिलजीवाऽजीवादि-पदार्थसूत्रणाद्, भाषा संस्कृतम्, दशाध्ययनानि, तेषु व्याकरणादिसूत्रवत् सूत्ररचना, सूत्रसंख्या–चतुश्चत्वारिंशदधि-कानि त्रीणि शतानि ३४४, सूत्रश्लोकमानं तु–प्रायोऽष्टनवत्यधिकं शतम् १९८। तदेवमुपवर्णितस्वरूपस्य तत्त्वार्थाधिगम-सूत्रस्य प्रस्तुतानीमानि सूत्राणि नयनाभानि, यतस्ततो दर्शनजालजननीनिभा त्रिपदीनयभङ्गावलिरुल्लसतितराम् ।

अस्य तत्त्वार्थाधिगमसूत्ररत्नस्य प्रणेतारस्तु प्रकरणपञ्चशतीकृतः पूर्वविदो मुनिनिकरनायकाः वाचकवरेण्या भग-वन्त 'उमास्वातयः' । तेषां समयादिनिर्णयस्तु तत्कृतप्रशस्त्या सम्यग् अवबुध्यते सा चेयम्—

"वाचकमुख्यस्य शिवश्रियः प्रकाशयशसः प्रशिष्येण । शिष्येण घोषनन्दिक्षमणस्यैकादशाङ्गविदः ॥ १ ॥
वाचनया च महावाचकक्षमणमुण्डपादशिष्यस्य । शिष्येण वाचकाचार्यमूलनाम्नः प्रथितकीर्तेः ॥ २ ॥
न्यग्रोधिकाप्रसूतेन विहरता पुरवरे कुसुमनाम्नि । कौभीषणिना स्वातितनयेन वात्सीसुतेनार्घ्यम् ॥ ३ ॥
अर्हद्वचनं सम्यग्गुरुक्रमेणागतं समुपधार्य । दुःखार्तं च दुरागमविहतमतिं लोकमवलोक्य ॥ ४ ॥
इदमुच्चैर्नागरवाचकेन सत्त्वानुकम्पया दृब्धम् । तत्त्वार्थाधिगमाख्यं स्पष्टमुमास्वातिना शास्त्रम् ॥ ५ ॥
यस्तत्त्वाधिगमाख्यं ज्ञास्यति च करिष्यते च तत्रोक्तम् । सोऽव्याबाधसुखाख्यं प्राप्स्यत्यचिरेण परमार्थम्" ॥ ६ ॥

अनया प्रशस्त्येदं निर्णीयते–

(१) 'दीक्षागुरुः' एकादशाङ्गधारको 'घोषनन्दिक्षमणः' ।
(२) 'प्रगुरुः' वाचकमुख्यः 'शिवश्री'नामा ।
(३) 'विद्यादाता गुरुः' वाचकाचार्यो 'मूल'नामा ।
(४) 'विद्यादाता प्रगुरुः' महावाचको 'मुण्डपादः क्षमणः'।
(५) 'गोत्रनाम' 'कौभीषणिः'।
(६) 'पितृनाम' 'स्वातिः' ।
(७) 'मातृनाम' 'वात्सी' [वत्सगोत्रा 'उमा' इति नाम]।
(८) 'जन्मस्थलम्' 'न्यग्रोधिका' ।
(९) 'शाखा' 'उच्चनागरी' ।
(१०) 'ग्रन्थनाम' तत्त्वार्थाधिगमशास्त्रम्' ।
(११) 'रचना' 'कुसुमपुरे' [ पाटलिपुत्रनाम्नि महानगरे, अधुना 'पटणा' इति ]
(१२) 'अन्तिमं फलम्' 'मोक्षम्' ।

प्रशस्त्यां कालानिर्देशात् तत्कृते इतिहासविद्भिः विविधं चर्चयित्वेदं निर्णीतम्, यदुत–वाचकवर्यश्रीउमास्वाति-मुनिपुङ्गवानां कालः श्रीवीरात् द्विशतीत ऊर्ध्वं नवशतीतश्च प्राक्, अर्थात् तयोरन्तरालस्थः कालस्तेषामिति ।

भाष्यम्—प्रस्तुतभाष्यमपि स्वोपज्ञमेवेति विद्वद्भिः सुनिश्चितम् । तदर्थं प्रयासो न विधीयते ।

भाष्यप्रमाणं तु द्वाविंशतिः शतानि २२०० श्लोकाः ।

केचन आशाम्बरा भाष्यं स्वोपज्ञं न मन्यन्ते, अपि तु तन्न चारु । विद्वद्भिः स्वोपज्ञत्वस्य निर्णीतत्वाद् ।

टीकाकारः—श्रीसिद्धसेनगणि–श्रीहरिभद्रसूरि–श्रीदेवगुप्त–श्रीयशोभद्रसूरि–तच्छिष्य–श्रीमलयगिरि–श्री-चिरंतनमुनि–वाचक–श्रीयशोविजयगिगणिप्रभृतिभिः निर्मिता अनेके टीकाग्रन्था वर्तन्ते ।

तत्र प्रस्तुतटीकाकारः श्रीसिद्धसेनगणिः ।

तत्परिचयार्थं तट्टीकाप्रान्तस्थप्रशस्तिः साधनम् । अनया प्रशस्त्या दिन्नगणिनः शिष्यः सिंहसुरः, तच्छिष्यः भास्वामी, तस्य शिष्यः प्रस्तुतटीकाकारः श्रीसिद्धसेनगणिः ।

अस्य समयः सप्तमशताब्दीतः ऊर्ध्वं नवमशताब्दीतः प्राक् इति इतिहासज्ञैः निर्णीतम् ।

टीकाप्रमाणं तु अष्टादशसहस्राणि द्वे शते द्व्यशीतिश्च श्लोकाः-१८२८२ ।

त्रिसूत्रीप्रकाशिकाविवृतिकारः—

पूज्यपादाः प्रगुरुवर्यास्तिलकमञ्जरीपरागटीका–धातुरत्नाकराद्यनेकग्रन्थकर्तारः व्याकरणवाचस्पति–कविरत्न–शास्त्रविशारदाः व्याख्यानसुधावर्षिणो भट्टारकाचार्यश्रीमद्विजयलावण्यसूरीश्वराः ।

तैः सूत्रं भाष्यं टीकां चावलम्ब्य 'प्रकाशिका' नाम्नी नव्यटीका विरचिता ।

एतत्त्रितयं अतिगम्भीरमिति इदानींतनजनानां दुरधीगममिति मत्वा तत् सौकर्यार्थेयं [प्रकाशिका–] टीका कृता । येनेदानींतनजीवानां सुखेनावबोधः भवेत्, इति टीकानिर्माणप्रयोजनम् । टीकायां सर्वस्थलेषु सोपादानं विवरणं व्यधायि । तत्र तत्र स्थलेषु षण्णामपि दर्शनानां स्वरूपं सरहस्यं प्रादर्शि । सप्तानां भङ्गानां नयानां च स्वरूपं सम्यगुदघाटि । सर्वत्रापि एकान्तवादस्याऽसमञ्जसतामुपवर्ण्य अनेकान्तवादस्य विशदता स्थापिता । कुत्रापि व्याख्यारहितो न ग्रन्थः । आदावनुक्रमणिकाप्यतीव विस्तरेण प्रदत्ता । ग्रन्थनिर्माणं विक्रमाब्दे निधिनिधिनिधिचन्द्रमिते श्रीराजनगरे [अमदावादे] । प्रमाणम्—पञ्चविंशत्यक्षराणि [२५] मूलसूत्राणि । प्रायोऽष्टादशश्लोकाः [१८] भाष्यमानम् । प्राय उपसार्द्धत्रयोदशशतिश्लोकानां [१३५०] श्रीसिद्धसेनरचितटीकामानम् । प्रायः शतद्वयान्विता चतुःसहस्री प्रकाशिकाप्रमाणं च [४२००] ।

मुनिसुशीलविजयः





व्याकरणवाचस्पति शास्त्रविशारद कविरत्न विबुधशिरोमणि

आचार्य श्रीविजयलावण्यसूरिजी महाराज

Krishna Printery, Ratanpole, Ahmedabad



मु. चद्रप्रभवि० मु. सुशीलवि० मु. दक्षवि० आ. म. विजयलावण्यसूरिजी मु. सुमित्रवि० मु. कुमुदवि० मु महिमाप्रभवि०

ऊभेला:—मु. कल्याणप्रभवि० मु. मगलवि० ] * [ बेठेला:—मु कान्तिवि० मु. चन्दनवि०

[ स. २००० ना चातुर्मासप-रावर्तनना उत्सव प्रसंगे धनासुतारनी पोलमा लावरीनी पोलमा लेवायेल छबी. ]

Krishan Printery, Ratanpole, Ahmedabad

# वि*ष*या*नु*क्र*मः

# श्रीविजयनेमिसूरिग्रन्थमाला-रत्नानि ।

## प्रकाशितग्रन्था: ।

| | | मूल्यम्- |
|---|---|---|
| १ | धातुरत्नाकर भाग १ | ५-०-० |
| २ | ,, ,, २ | ४-०-० |
| ३ | ,, ,, ३ | २-०-० |
| ४ | ,, ,, ४ | २-०-० |
| ५ | देवगुर्वष्टक-स्वोपज्ञवृत्तियुक्त | ०-४-० |
| ६ | देवगुर्वष्टक तथा कदम्बाष्टक | ०-१-० |
| ७ | धातुरत्नाकर भाग ५ | ४-०-० |
| ८ | ,, ,, ६ | २-८-० |
| ९ | नूतनजिनस्तवनमालादिसंग्रह, आवृत्ति ८ | अमूल्य |
| १० | महावीरस्तवनमाला | ,, |
| ११ | महावीरछत्रीशी | ,, |
| १२ | धातुपारायणम्, कण्ठ्यादिप्रकाशः | ,, |
| १३ | नूतनतीर्थस्तवनमाला | ,, |
| १४ | कण्ठ्यादि प्रकाशः | ,, |
| १५ | सविधिप्रतिक्रमणादिसंग्रह | ,, |
| १६ | धातुरत्नाकर भाग ७ | ५-५-० |
| १७ | स्तुतिचोवीशी | अमूल्य |
| १८ | विधियुक्तपञ्चप्रतिक्रमणादि भाग १ थी ४ | ,, |
| १९ | जीवविचार-पद्यानुवाद तथा उपयुक्तटिप्पणयुक्त | ०-२-० |
| २० | सिद्धहेमदीपिका ( अष्टाध्यायमयी ) | |
| २१ | तत्त्वार्थत्रिसूत्री-प्रकाशिका | ४-८-० |
| २२ | प्रथमकर्मग्रन्थः पद्यानुवाद विवेचन-कोष्टकादिविभूषितः। | ०-६-० |
| २३ | जिनसंगीतसरिता बे प्रकारनी स्वात्रयुक्त, नोटेशनयुक्त | ०-१२-० |
| २४ | सिद्धहेमदीपिकाप्रकाशः। प्रथमो भागः। | ०-१४-० |
| २५ | चैत्यवन्दनभाष्य छन्दोबद्ध भाषानुवाद | ०-८-० |
| २६ | स्याद्यन्तरत्नाकरः भाग १ | १-४-० |

## मुद्र्यमाणग्रन्थाः ।

१ सिद्धहेमशब्दानुशासन-महाव्याकरणम्, बृहद्वृत्ति-बृहन्न्यास-लघुन्यासादिसहितम् ।
२ सिद्धहेमशब्दानुशासन-सुधा ।
३ तिलकमञ्जरीटीकात्रययुता ।
४ सिद्धहेमदीपिकाप्रकाशः द्वितीयो विभागः ।
५ द्वितीय कर्मग्रन्थ, पद्यानुवाद, विवेचनादिसहिता ।
६ नवतत्त्व ,, ,,



# समूल-भाष्य-टीकायास्त्रिसूत्रीवृत्तेः प्रकाशिकाभिधायाः शुद्धिपत्रम् ।

| अशुद्धम् | शुद्धम् | पृ० | पं० |
|---|---|---|---|
| प्रणायि | प्राणायि | १ | २० |
| नतु | नच | १ | ३३ |
| याऽल° | याल°, | २ | २ |
| गोष्ठीष्वेव | गोष्ठीस्वेव | २ | ८ |
| मांसका ति° | मांसलाति° | ३ | ८ |
| मिति | मिति, | ३ | १६ |
| नासत्त्वं | नासत्त्वं, | ३ | १६ |
| °प्रयासा भा° | प्रयासाभा° | ३ | २२ |
| °दिनाऽस° | दिनावाऽस° | ४ | १२ |
| वस्तु का° | वस्तुका° | ४ | १२ |
| °प्ररूपकत्वं द्र° | प्ररूपकयोर्द्र° | ४ | १४ |
| °प्रयोजनकं | °प्रयोजनकं वा | ४ | १८ |
| °विश्वरभाव° | °विष्वग्भाव° | ६ | १७ |
| °निवृत्यात्माभा° | °निवृत्यात्मा भा° | ७ | २२ |
| °परिमाणत्वाद् | °परिणामत्वाद् | ७ | ३१ |
| °विश्वरभावः, | °विष्वग्भावः, | ७ | ३५ |
| °स्वभावाविति, | °स्वभावाविति | ८ | २७ |
| °भेदाश्रयाणा° | °भेदाश्रयणा° | ९ | १४ |
| शक्तिः । | शक्तिः | ९ | २४ |
| °समुदाय° | °समुदय° | १० | १८ |
| °याता । | °याता | १० | २१ |
| इति । प° | इति प° | १० | २९ |
| °तावत् | °तादिवत् | १२ | १० |
| °तेति स्वमतं | तेति । स्वमतं | १२ | २४ |
| केवलं मुक्त° | केवलमुक्त° | १३ | ३५ |
| °याह | यामाह | १३ | २६ |
| °पीलेतद् | °प्येतद् | १५ | १८ |
| द्रव्यासहितस्य | द्रव्यसहितस्य | १५ | २५ |
| इति । | इति | १६ | २४ |
| विषयस्वभावं | विशेषोभयस्वभावं | १७ | ४ |
| समस्तं प्रा° | समस्तप्रा° | १७ | २७ |
| °भावाज्ञानावय° | °भावापन्नानामवय° | १८ | २९ |
| °मेवावयित्वं | °मेयावयवित्वं | १८ | २९ |
| सति | सति, | १८ | ३६ |
| सर्वथाऽभेद | सर्वथाभेद | १९ | ३४ |
| सम्भवती° | न सम्भवती° | १९ | ३५ |
| °घटादिना° | °घटादीना° | १९ | ३६ |
| °मित्यन्तेन | °मित्यनेन | १९ | ३७ |
| व्यतिरिक्तो, | व्यतिरिक्तो | २१ | २३ |
| पृथुबुध्नोदरकारात्मना | सन्निवेशविशेषात्मना | २१ | २८ |
| वेलादि वि° | वेलादिवि° | २१ | ३५ |
| °नयव्याव° | °नयद्वयव्याव° | २१ | ३६ |
| °सम्बधित | °संवलित° | २२ | १६ |
| ह्रस्वत्वप्य° | ह्रस्वत्वज्ञानमप्य° | २२ | ३२ |
| °निरपेक्षलययोः | निरपेक्षनययोः | २६ | २७ |
| उत्पादि° | उत्पादादि° | २६ | ३१ |
| °व्यवहारवन्धिता | °व्यवहारप्रतिबन्धिता | २७ | १० |
| °त्वेन न शब्द° | °त्वेन शब्द° | २७ | २० |
| एका° | ऐका° | २७ | ३२ |
| °तादात्म° | °तदात्म° | २९ | २९ |
| एतात्वता | एतावता | २९ | ३० |
| स्वादेक° | स्यादेक° | २९ | ३१ |
| °मङ्गुलित्व° | °मङ्गुलिकत्व° | ३० | ८ |
| एवेति | एवेति । | ३१ | २० |
| °मप्यार्थात् | °मप्यर्थात् | ३१ | ३२ |
| प्रयोजकभाव° | प्रयोजकभाव° | ३१ | ३३ |
| उक्तविनाशं | उक्तविनाश° | ३२ | ३४ |
| नाशकारणं | नाशकरणं | ३३ | १० |
| जलहरणा° | जलाहरणा° | ३३ | १५ |
| अत एवोत्पाद° | यत एवोत्पाद° | ३३ | २० |
| नभोनाश° | नञो नाश° | ३३ | २० |
| तदेदयुक्तं | तदेतदयुक्तं | ३५ | १ |
| उत्पत्तिक्षणे | उत्पत्तिक्षणे, | ३५ | १७ |
| पूर्वक्षणे | पूर्वक्षण° | ३६ | ३० |
| °ज्ञानेनेति । | °ज्ञानेनेति | ३७ | १७ |
| न तु | ननु | ३८ | ३० |
| उत्पत्ता° | उत्पतना° | ३९ | ३६ |
| निपतनवा° | निपतना° | ३९ | ३६ |
| नैगमनस्येति | नैगमनयस्येति | ४० | ३० |
| विनास्तशतः | विनाशस्ततः | ४१ | ५ |
| °ग्रहः । साक्षाज्जी° | °ग्रहः साक्षात् । जी० | ४२ | ४ |
| °दाना जह° | दानाजह° | ४३ | १० |

| अशुद्धम् | शुद्धम् | पृ० | पं० |
|---|---|---|---|
| अव्ययमपीत्य° | अव्ययमित्य° | ४४ | २७ |
| °वृत्यच्छेद° | धृत्यवच्छेद° | ४५ | २१ |
| अरेकाते | आरेकते | ४६ | ७ |
| °न्वायिन्या | °न्वयिन्या | ४६ | २० |
| °प्रमाणावि° | °प्रमाणवि° | ४६ | २३ |
| वेहभि° | वेहाभि° | ४६ | २८ |
| अन्तर° | अनन्तर° | ४६ | ३२ |
| °त्वादेकत्र | °त्वाभ्यामेकत्र | ४७ | १५ |
| शङ्कायाव्युदासः | शङ्काया व्युदासः | ४७ | १७ |
| द्युत्पादपूर्वं | द्युत्पादः पूर्वं | ४७ | २१ |
| °विशेपेण ना° | °विशेषणेना° | ४७ | ३१ |
| प्रक शन° | प्रकाशन° | ४८ | ३४ |
| तदन्यथा | तदन्यथा न | ४९ | २८ |
| °कवलित° | °कलित° | ५१ | ३४ |
| °देशे | °देशे, | ५१ | ३५ |
| °लक्षणविरोध एव | °लक्षणं विरोधमेव | ५२ | २१ |
| °सहानवस्था° | °सहावस्था° | ५२ | २२ |
| °भिधानेना° | °भिधाने ना° | ५३ | २० |
| °स्तथा | °स्तथा, | ५४ | २७ |
| एतेना सहा° | एतेनासहा° | ५५ | ३४ |
| यदेवं | यदेव | ५५ | ३६ |
| °ख्याने नास्य | °ख्यानेनास्य | ५६ | २६ |
| °वृत्ती | °वृत्तीन् | ५७ | ८ |
| °कल्पिताशेषो° | °कल्पितानामशेषो° | ५७ | १४ |
| भावताविवक्षया | भावता विवक्षया | ५८ | २७ |
| °मुपादायव्यावृत्त° | °मुपादाय व्यावृत्त° | ५८ | ३१ |
| चैतदृष्ट° | चैतददृष्ट° | ५८ | ३८ |
| कस्मा° | कस्मात् | ५८ | ३८ |
| मुक्तप्रका° | इत्थमुक्तप्रका° | ५९ | २० |
| °त्या गान्तरीयकः | °त्यागानान्तरीयकः | ५९ | २६ |
| °ग्रहान्तरीयकः | °ग्रहानान्तरीयकः | ५९ | २७ |
| संवलित | संवलिते | ५९ | २८ |
| °व्यवहारिकं | °व्यावहारिकं | ५९ | ३४ |
| °व्यवहारिकं | °यावहारिकं | ५९ | ३५ |
| °व्यवहारिकं | °व्यावहारिकं | ६० | ८ |
| °व्यवहारिकं | °व्यावहारिकं | ६० | ८ |
| तैरन्तरो° | तैरनन्तरो° | ६० | १७ |
| प्रयोज्यक° | प्रयोज्यप्रयोजक° | ६१ | १२ |
| °पपत्तेतरा° | °पपत्तेतेतरा° | ६१ | १९ |
| व्यवहारप्र° | व्यवहारः प्र° | ६१ | ३२ |
| °व्यवहारिकत्वे | °व्यावहारिकत्वे | ६२ | १६ |
| °व्यवहारिकं | °व्यावहारिकं | ६२ | १८ |
| °व्यवहारिकं | °व्यावहारिकं | ६२ | १८ |
| व्यवहारिकं | व्यावहारिकं | ६२ | १८ |
| पञ्च वेत्य° | प्रपञ्चयेत्य° | ६२ | २८ |
| मातृकपद° | मातृकापद° | ६३ | २१ |
| °स्वाद्यतति° | स्वाद्यति° | ६३ | २५ |
| °प्रत्यवशेन | प्रत्यवमर्शेन | ६४ | २२ |
| °स्वरूपं | °स्वरूपं न | ६४ | ३३ |
| °पोद्वलनं | पोद्वलने द्वितीयोपादानं | ६५ | २१ |
| °यात्रानिर्वा° | यात्राऽनिर्वा° | ६५ | ३१ |
| परस्परभिन्न° | परस्परं भिन्न° | ६६ | १० |
| एवं धर्मास्ति° | एवमधर्मास्ति° | ६६ | १२ |
| °ऽस्ति सन्नि° | °ऽस्तिसन्नि° | ६७ | ५ |
| °ऽस्ति सन्नि° | °ऽस्तिसन्नि° | ६७ | ६ |
| °ऽस्ति सन्नि° | °ऽस्तिसन्नि° | ६७ | २९ |
| नन्विति | न त्विति | ६७ | ३४ |
| पर्यायनयस्य | पर्यायनयं | ६८ | ३४ |
| तदुत्तरकालः, | तदुत्तरकालो | ६९ | २६ |
| °वच्छिन्ने | °वच्छिन्ने°– | ६९ | २६ |
| इति शब्द° | इतिशब्द° | ७० | १५ |
| एव | एकं | ७१ | १२ |
| °पपादितत्वे | °पपादिते | ७१ | २४ |
| भाषत इति | भासत इति | ७२ | ३३ |
| °थैकसङ्ख्या | °थैकत्वसङ्ख्या | ७४ | ८ |
| °मुक्तमिति। | °मुक्तमिति | ७४ | २० |
| °भ्युपगमे | °भ्युपगमे, | ७४ | २५ |
| °मिति एकत्वा° | °मिति द्वित्वाद्युपगम एकत्वा | ७४ | २६ |
| द्रव्यमिति एकं | द्रव्यमितिवदेकं | ७४ | २८ |
| °प्रकृतिवद्द्रव्या° | °प्रकृतिकद्रव्या° | ७५ | १८ |
| चैक्यमि विवक्षायांति | चैक्यमिति विवक्षायां | ७५ | १८ |
| वस्तुनोऽसंज्ञ° | वस्तुनोऽसत्संज्ञ° | ७५ | २५ |
| °सङ्ग्रहणम्। | °सङ्ग्रहणम् | ७५ | ३३ |
| °द्युपकारि, | °द्युपकारं, | ७६ | १० |
| °व्यावृत्तया | °व्यावृत्ततया | ७७ | २५ |
| °त्पादतः, | °त्पादतः | ७८ | ९ |
| सम्रम्भा° | सम्बन्धा° | ७९ | १५ |

| अशुद्धम् | शुद्धम् | पृ० | पं० |
|---|---|---|---|
| अयमाशय– | अयमाशयः– | ८० | ६ |
| विशेषाभ्यां | विशेषणविशेष्याभ्यां | ८० | ७ |
| °तावान्नाय° | °तावानय° | ८० | १९ |
| °गुणभिन्नत्वा° | °गुणाभिन्नत्वा° | ८० | २२ |
| तदात्मकवि° | तदात्मकत्ववि° | ८१ | ९ |
| लगदते | घटते | ८१ | ११ |
| प्रामाणिकप्रवेशः | प्रामाणिककथासु प्रवेशः | ८२ | २८ |
| °भ्युपगन्तृकवा° | °भ्युपगन्तृवा | ८२ | २९ |
| °पपादेन | °पपादने | ८३ | ११ |
| कृतकत्व° | यथा कृतकत्व° | ८३ | २४ |
| °पदेशना° | °पदर्शना° | ८३ | २७ |
| व्यथम् | व्यर्थम् | ८३ | ३८ |
| स्यात्वेव | स्यात्त्वेव | ८४ | २८ |
| धारफला | धारणफला | ८४ | ३३ |
| सर्वयोगविशेष° | सर्वायोगविशेष° | ८५ | ३० |
| इह क्षेत्रतया | इहक्षेत्रतया | ८६ | २ |
| दृष्टान्ते प्रद° | दृष्टान्तप्रद° | ८६ | १२ |
| नास्तिकोऽपि | नास्ति कोऽपि | ८६ | ३५ |
| सङ्गमित्यतः | सङ्गतमित्यतः | ८७ | १८ |
| °मस्ति पदो° | °मस्तिपदो° | ८७ | ३४ |
| इत्यत– | इत्यत आह– | ८७ | ३५ |
| सप्तमभङ्गी | सप्तभङ्गी | ८८ | २६ |
| एवै ते | एवैते | ८८ | २८ |
| °मगने° | °मने° | ९९ | ५ |
| °स्यापि | °स्यापि, | ९९ | १६ |
| °स्यैकैक° | °स्यैकैक° | ९९ | २० |
| अपि सा | अपि, सा | ९९ | २१ |
| °धानान्तर° | °धानानन्तर° | १०० | १५ |
| व्यक्तात्म° | व्यक्त्यात्म° | १०० | २९ |
| °रिण्यप° | °रिण्युप° | १०० | ३० |
| °त्वे अप्य° | °त्वेऽप्य° | १०० | ३२ |
| तथाऽन्त° | तथाऽनन्त° | १०१ | १२ |
| समुच्चाश्रयं | समुच्चयाश्रयं | १०१ | २३,२४ |
| °शेषात्प्रति° | °शेषान् प्रति° | १०१ | २७ |
| °रित्यस्यैव | °रित्येकस्यैव | १०२ | २४ |
| पुनः | पुनः । | १०३ | ३४ |
| °शकब्द° | °शकशब्द° | १०४ | ८ |
| सप्तभङ्गेति | सप्तभङ्गीति | १०४ | २८ |



॥ ॐ अर्हं नमः ॥

જેના સ્મરણરૂપે આ ગ્રંથ પ્રગટ થાય છે તે

# ધના સુતારની પોળમાં થયેલ અપૂર્વ ધર્મારાધન

વિ૦ સં૦ ૨૦૦૦ ની મંગલકારિણી કાર્તિકી પૂર્ણિમાના પ્રથમ ચોઘડિયે, ધના સુતારની પોળમાં આવેલ લાવરીની પોળના પંચ તરફથી, શાસન સમ્રાટ જગદ્‌ગુરુ પ૦ પૂ૦ આચાર્યદેવ શ્રીમદ્‌વિજયનેમિસૂરીશ્વરજી મહારાજશ્રીના પટ્ટાલંકાર શ્રીમદ્‌વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજશ્રીનું ચોમાસું બદલાવવામાં આવ્યું હતું. પાંજરાપોળના ઉપાશ્રયથી મોટા, માનવ સમુદાય અને વિશાળ શિષ્યાદિ પરિવાર સહિત જય-વિજયનાં મંગળનાદથી દિશાઓને ગજાવતા, અનેક ગહુલીઓ કરી અક્ષતાદિથી વધાવતા વધાવતા, રાજનગરના રીચીરોડ (ગાંધીરોડ) વગેરે મુખ્યમાર્ગો ઉપરથી પ. પૂ. આચાર્ય મહારાજશ્રીની ધના સુતારની પોળમાં આવેલ લાવરીની પોળમાં પધરામણી કરાવી હતી. ધ્વજ પતાકાઓથી પોળ શણગારવામાં આવી હતી. વિશાળ મંડપ તેમજ વિવિધ તક્તાઓથી શેરી સુશોભિત કરી હતી. તે મંડપમાં સિંહાસનવાળા પાટ ઉપર પ૦ પૂ૦ આચાર્યદેવે મંગલાચરણપૂર્વક સુધાસ્રાવિણી અમોઘ ધર્મદેશના આપી હતી અને શ્રીસંઘ સમક્ષ તે સમયે એક ભાઈએ દીક્ષા માટે પ્રતિજ્ઞા કરી હતી. અન્તે શ્રીફલની પ્રભાવના થઈ હતી. અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવવાની સંઘ નિમંત્રણ પત્રિકા પણ કાઢવામાં આવી હતી.

આ અઠ્ઠાઇઓચ્છવ કાર્તક વદ તેરસ સુધી લંબાયો હતો. ઓચ્છવ દરમ્યાન બપોરે રાગ-રાગણીમાં સંગીતના સંપૂર્ણ સાજ સાથે વિવિધ પૂજાઓ ભણાવાતી હતી. સારા સારા ગવૈયાઓ તથા ટોળીવાળાઓ ખૂબખૂબ ભક્તિરસ જમાવતા હતા. હમેશાં ભારે આંગીઓ રચાતી હતી, જેમાં લાખ લાખના ઝવેરાતોથી વિવિધ દેખાવો રચવામા આવતા હતા. પ્રતિદિન પ્રાયઃ ૭૫-૭૫ તોલા જેટલું બાદલું આંગીમાં વપરાતું હતું. આંગીમાં રથ, હાથી, સિદ્ધગિરિજી, નવપદ મંડળ ઇત્યાદિ વિવિધ મનોહર દૃશ્યોની રચના કરવામાં આવતી હતી. હજારોની સંખ્યામાં લોકો દર્શનાર્થે આવતા. માનવ સમુદાયથી જાણે પોળ ઉભરાઈ જતી, એટલું જ નહિ પરંતુ "संकीर्णाः पर्ववासराः" એ વાકયનો યથાર્થ અનુભવ થતો. રોજ રાત્રે ભાવના બેસતી. તેમાં પણ લોકો ટોળે મળીને રસ પૂર્વક લાભ લેતા.

પ૦ પૂ૦ આચાર્ય મહારાજશ્રીની સુધાસ્રાવિણી સચોટ તેમજ વિશદ દેશનાના પ્રભાવે જનતામાં પ્રતિદિન ઉત્સાહ ને ઉમંગ ખૂબ ખૂબ વૃદ્ધિ પામતો, જેના પરિણામે-વિશ્વવંદ્ય વર્તમાન શાસનાધિપતિ શ્રીમહાવીરસ્વામીજીની પંચકલ્યાણકની પૂજામાં, (કાર્તક વદ છઠના રોજ) જન્મ કલ્યાણકનો પ્રસંગ ઘણા જ આડંબરપૂર્વક ઉજવવામાં આવ્યો હતો. ચોકના વિશાળ મંડપમાં ભવ્ય મેરુ પર્વતની રચના કરવામાં આવી હતી, ઉપર મનોહર સિંહાસન, પાંડુકવન તેમજ અતિપાંડુ કંબલાસન બનાવવામાં આવ્યાં હતાં. મેરુગિરિ ઉપર વિમાનો ચાલતાં હતાં.

**પ૬ દિક્કુમારિકા કૃત જન્મોત્સવ—**

છપ્પન દિક્કુમારિકાઓના આઠ સમૂહ બનાવવામાં આવ્યા હતા. દરેક સમૂહના જુદા જુદા ઝંડાઓ હતા. દરેક ઝંડામાં તે તે સમૂહ કયા કયા પ્રદેશમાંથી આવેલ છે, તે જણાવવામાં આવ્યું હતું. જેમકે ઊર્ધ્વલોકવાસિની દિક્કુમારિકાઓ, અધોલોકવાસિની દિક્કુમારિકાઓ" ઇત્યાદિ. દરેક સમૂહને જુદા જુદા રંગની સાડીઓ હતી. બધી દિક્કુમારિકાઓને મુકુટ હાર કુંડલ આદિ પહેરાવવામાં આવ્યું હતું. દરેકને "ભોગા ભોગંકરા" વગેરે નામવાળા પટ્ટાઓ હતા. ત્રિશલામાતાનું શયન મંદિર બનાવવામાં આવ્યું હતું. પુત્ર સહિત ત્રિશલામાતાનું સુવર્ણમય બિંબ પધરાવવામાં આવ્યું હતું. ત્રણ કેળના મંડપ બનાવ્યા હતા—

દરેક સમૂહની દિક્કુમારિકાઓએ પોતપોતાની દિશામાંથી આવીને પોતપોતાનું કૃત્ય સુંદરરીતે બજાવ્યું હતું. ત્રણ કેળ મંડપોમાં ક્રમશઃ સ્નાન, વિલેપન, મર્દન, પૂજનાદિ કાર્યો કર્યાં હતાં. અન્તે દિક્કુમારિકાઓએ શ્રીમહાવીર જન્મ કલ્યાણક સ્તવનાદિ ગીતો ગાતા નૃત્ય તેમજ ડાંડીયા રાસ લીધો હતો આ રીતે આબેહુબ પ૬ દિક્કુમારિકાકૃત જન્મોત્સવ સવારે ઉજવાયો હતો. બપોરે સુરકૃત જન્મોત્સવ નીચે પ્રમાણે ઉજવાયો હતો.

**ઇંદ્ર ઇંદ્રાણી આદિ સુરકૃત જન્મોત્સવ—**

શ્રમણ ભગવાન્ મહાવીર પરમાત્માના જન્મ સમયના ઉદ્યોતને દેખાડનાર પ્રકાશનાં કિરણો ગોઠવવામાં આવ્યા હતા. સૌથી પ્રથમ આ કિરણોએ પ્રકાશ કર્યો હતો. પછી શક્રેંદ્રમહારાજાએ ભગવાનની શક્રસ્તવથી સ્તુતિ કરી હતી. પછી હરિણૈગમેષી દેવે (સુઘોષા) ઘંટ વગાડ્યો હતો. તેમાં તમામ વિમાનવાસી દેવ-દેવીઓને ચરમતીર્થપતિના જન્મસૂચનપૂર્વક મેરુગિરિ ઉપર જન્મોત્સવ ઉજવવા જવા માટે તૈયાર થવાનું ફરમાન કરવામાં

આવ્યું હતું. બાદ સૌધર્મેન્દ્રે ત્રિશલામાતા પાસે આવી, ભગવાન્ સહિત માતાને પ્રણામ કરી, માતાને પોતાની ઓળખાણ આપી, હું આ પ્રભુનો જન્મોત્સવ ઉજવવા માગું છું તેમ જણાવી, અવસ્વાપિની નિદ્રા સમર્પી, ત્રિશલામાતા પાસે કૃત્રિમ પ્રતિબિંબ મૂકી, શક્રે ભગવાનને લીધા હતા. તેમાં સકલ કલ્યાણાર્થી શક્રેંદ્ર પાંચ રૂપે ભગવાનને મેરુગિરિ ઉપર લઈ જાય છે, તેને બદલે શ્રીવીરવિભુના બિંબને શક્રેંદ્રે લીધુ અને અન્ય (ઉછામણીવાળા) ઇંદ્રોપૈકી બે ઇંદ્રો બે બાજુ ચામર વિંજતા, એક ઇંદ્ર છત્ર ધરતા, અને એક ઇંદ્ર હાથમાં વજ્ર ઉલાળતા (આ રીતે પાંચ ઇંદ્રો) મેરુગિરિ પાસે આવ્યા. તમામ ઇંદ્ર-ઇંદ્રાણી આદિ દેવગણ એકત્રિત થઈ ગયો અને દિગન્ત વ્યાપી જયનાદ પૂર્વક શ્રીવીરવિભુના બિંબને લઇને સૌધર્મેન્દ્ર (શક્રેંદ્ર) મહારાજા મેરુપર્વત ઉપરના સિંહાસને બેઠા. હજારોની મેદની જામી ચૂકી હતી. જાણે સાક્ષાત્ દેવો દેવલોકમાથી ઊતર્યા હોય તેવો દેખાવ લાગતો હતો. સૌથી પ્રથમ અચ્યુતેંદ્રે અભિષેક કર્યો. ક્રમશઃ ૬૩ ઇંદ્રોએ અભિષેકો કર્યા બાદ શક્રેંદ્રે ઇશાનેંદ્રને પોતાના સ્થાનકે બેસારી, ઇશાનેંદ્રના ખોળામા ભગવવાનને બેસાર્યા હતા. બાદ શક્રેદ્રે વૃષભના આકારવાળા કળશોથી ભગવાનને અભિષેક કર્યો, બાદ ઇશાનેંદ્રના ખોળામાંથી શક્રેંદ્રે ભગવાનને લઈ લીધા અને પુનઃ સિંહાસન ઉપર ખોળામાં ભગવાનને લઇને બેઠા. બાદ ઇંદ્રાણીઓએ તેમજ અન્ય દેવ દેવીઓએ ઉલટભેર અભિષેકો કર્યા હતા. આ દૃશ્ય અત્યંત આકર્ષક હતું. જાણે ઇંદ્રપુરી ખડી થઈ ગઈ હોય તેવું મનોહર દૃશ્ય લાગતું. સાક્ષાત્ ઇંદ્રો વિશાળ પરિવાર સમેત મેરુગિરિ ઉપર ભગવાનનો જન્માભિષેક કરી રહ્યા છે, તેવો જ ભાસ થતો હતો. આ બાજુ પચકલ્યાણકની પૂજા પણ ચાલુ જ હતી. ભગવાન્‌ના અભિષેક બાદ પૂજા આંગી આરતિ આદિ ખૂબ ઠાઠથી થયાં હતાં. લાખેણી આંગી રચાઈ હતી. જૈન જૈનેતર હજારોનાં ટોળાંએ આ દૃશ્ય-આ પ્રસંગ નિહાળી, વીતરાગધર્મની ભૂરિ ભૂરિ અનુમોદના કરી કૃતકૃત્ય બની પુણ્યભંડારો ભર્યા હતા. પૂજા તેમજ ભાવનામાં જૈન જૈનેતર જનતાની ભીડથી પોળ ઘણી જ સાંકડી લાગતી હતી હજારો જીવોએ આ પ્રસંગનો ઉલટ ભેર લાભ લીધો હતો.

**વ્રતારોપણ**—૫૦ પૂ૦ વ્યાકરણવાચસ્પતિ, કવિરત્ન, શાસ્ત્રવિશારદ આચાર્ય શ્રીમદ્‌વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજશ્રીની વૈરાગ્યકારિણી સુધાસ્રાવિણી અમોઘ વિશદ તેમ જ સચોટ હૃદય ભેદિની દેશનાના પ્રભાવે સેંકડો લોકોએ કંદમૂળભક્ષણ અને રાત્રિભોજન નહિ કરવાનાં, પૂજા સામાયિક પ્રતિક્રમણાદિ કરવાનાં, તથા જુગાર નહીં રમવાનાં પચ્ચક્ખાણો કર્યાં હતાં. જન્મકલ્યાણક ઉજવાયું તે દિવસે બનેલ તમામ ઇંદ્ર ઇંદ્રાણી આદિ દેવદેવીઓએ યથાશક્તિ વિવક્ષિત કાળ સુધી બ્રહ્મચર્યવ્રત પાલનની પ્રતિજ્ઞા કરી હતી. પ્રતિદિન લોકો આચાર્યશ્રી પાસે તેમજ સાધુઓ પાસે આવીને વિવિધ પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરતા હતા.

**ચતુર્થ વ્રતોચ્ચારણ આદિ**—કાર્તકવદ દશમીએ શાહ જમનાદાસ ડાહ્યાભાઈ કોબાવાળા તરફથી નાણ મંડાણી હતી. જેમાં બાવીશ જણાઓએ વિવિધ વ્રતો ઉચ્ચર્યાં હતાં. તે પૈકી ૧૨ પુરુષો અને ૧૦ સ્ત્રીઓ હતી. તેમાં પણ ૯ પુરુષોએ તથા ૩ સ્ત્રીઓએ ચતુર્થ બ્રહ્મચર્યવ્રત ઉચ્ચર્યું હતું. બારવ્રતો પણ ઘણા પુરુષો તેમજ સ્ત્રીઓએ ઉચ્ચર્યાં હતાં. તદુપરાંત વીશસ્થાનક, નવપદ, જ્ઞાનપંચમી, પોષદશમી, મૌન એકાદશી આદિ અનેક તપો લોકોએ ઉચ્ચર્યાં હતાં.

દરેક વ્રતધારીને એકવીસ એકવીસ રૂપીઆ તેમજ દસ દસ શ્રીફળો પ્રભાવનામાં મળ્યા હતાં. કુલ ૩૧ પ્રભાવનાઓ વ્રતધારીઓને આપવામાં આવી હતી.

**કાર્તક વદ ૧૩—શાહ રતનચંદ કરમચંદ** તરફથી બીજી વખત નાણ (નંદી) મંડાણી હતી, જેમણે સજોડે ચોથું બ્રહ્મચર્યવ્રત ઉચ્ચર્યું હતું. આ વખતની નાણમાં ૨૫ જણાઓ હતાં. તેમાં ૧૪ પુરુષો અને ૧૧ સ્ત્રીઓ હતી. આ સમયે ત્રણ જણાએ બાર વ્રત તથા બીજાઓએ જ્ઞાનપંચમી, વીશસ્થાનક, નવપદ, મૌન એકાદશી, વર્ધમાનતપ, વરસીતપ, સમ્યક્ત્વ તથા સામાયિકાદિ વ્રતો ઉચ્ચર્યાં હતાં. આમાં યુવાન્ વર્ગ વિશેષ હતો. બીજાઓ માટે નાણ મંડાવનાર તરફથી શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી, તથા તેમના તરફથી પૂજા, આંગી, ભાવના તેમજ રાત્રિજાગરણ તથા માગસર શુદ બીજના દિવસે **નરોડાનો સંઘ** કાઢવામાં આવ્યો હતો.

વ્રતધારીઓમાં ખાસ ધ્યાન ખેંચનારી વસ્તુ એ હતી કે—જ્યારે દરેક ધર્માનુષ્ઠાનોમાં પ્રાયઃ પુરુષોથી સ્ત્રીઓ અધિક હોય છે—ત્યારે આ વ્રતોચ્ચારણમાં બન્ને વખતે પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઓછી હતી. અર્થાત્ સ્ત્રીઓ **કરતાં પુરુષો વ્રતો ઉચ્ચારવામાં અધિક હતા.**

ઓચ્છવ દરમ્યાન પ્રતિદિન પ્રભાવનાઓ પણ થતી હતી—નરોડા જતાં તથા આવતાં સઈજપુર (બોઘા)માં ધના સુતારની પોળવાળા શાહ તલકચદ જેશિંગભાઇએ ચા પાણી કરાવી, શ્રીસંઘની સારી સેવા બજાવી, ચતુર્વિધ સંઘને વિસામો આપ્યો હતો. નરોડામાં પૂજા બહુ ઠાઠથી ભણાવાઈ હતી. સેંકડો લોકોએ હર્ષભેર લાભ લીધો હતો.

---

# ઘીની નોંધપાત્ર ઉપજ



## દેવદ્રવ્યમાં થયેલ અસાધારણ આવક—

રૂ. ૫૦૦૦) આરતી ને મંગળદીવાના ઘીના.
" ૧૨૦૦૦) ૯૯ અભિષેક તથા ઇંદ્રઇંદ્રાણીની ઉછામણીના.

૧૭૦૦૦) કુલ દેવદ્રવ્યની આવક.

## ઓચ્છવ દરમ્યાન થયેલ સદ્વ્યયની નોંધ

રૂ. ૩૨૦૦૦) ધનાસુતારની પોળમાં ઉપાશ્રય કરવા માટે.
" ૭૫૦૦) ઓચ્છવનો પરચુરણ ખર્ચ.
" ૨૦૦૦) કાર્તક વદ ૧૩ના તથા નરોડા સંઘ વગેરેના.
" ૧૨૫૦) જ્ઞાનપૂંજણાના.
" ૧૨૦૦) 'શ્રીજૈન સત્યપ્રકાશ' માસિક માટે.
" ૬૦૦) વ્રતવાળાને પ્રભાવના માટેના.
" ૭૦૦) ગરીબ ગરબાને ચણા વેંચવા માટેના.
" ૫૦૦) પરચુરણ પ્રભાવનાના.
" ૪૫૦) જીવદયાની ટીપના.
" ૩૫૦) સમીના ઉપાશ્રય માટેના.

૪૬૫૫૦
૧૭૦૦૦ દેવદ્રવ્યના (ઘી તથા ઉચ્છામણીના)

૬૩૫૫૦) કુલ ખર્ચ.



प. पू. आ म श्री विजयलावण्यसूरिजी आदिना सं. २००० ना चातुर्मास–परावर्तन निमित्ते धनासुतारनी पोलमा लावरीनी पोलमां उजवायेल उत्सव प्रसगनुं श्रीवीरजन्मकल्याणक उत्सवनु छप्पन दिक्कुमारिकाओ अने चोसठ इन्द्र–इन्द्राणीनु दृश्य.

Krishan Printery, Ratanpole, Ahmedabad

ॐ अर्हँ नमः।

# तत्त्वार्थत्रिसूत्री

## [श्रीमदुमास्वातिवाचकवरविरचिततत्त्वार्थाधिगमसूत्रान्तर्गता त्रिसूत्री]



श्रीविजयनेमिसूरीश्वरपट्टालङ्कारश्रीविजयलावण्यसूरिविरचिता

प्रकाशिकाभिधा त्रिसूत्रीविवृतिः।

चित्सामान्यमनाद्यमावृतिलये कैवल्यतो भेदवद्, ज्ञानं दर्शनमर्थभेदकलनात् स्याद्वादतीर्थाङ्करम्।
यस्यार्च्यस्य समं तमाप्तमसमं वीरं वरेण्यैः परैः, स्वार्थोद्बोधकृते नमामि सततं मुक्त्यङ्गनालिङ्गितम्॥ १॥
सन्मात्रांशे निबद्धा स्थितिलयजननैः सर्वमेयाश्रिता या, धर्मे सर्वत्र तुल्या स्वमननपरया द्रव्यपर्यायनीत्या।
ज्ञाने ज्ञेयेऽभिधाने कलयति समतां वीरलब्धात्मभावा, वाणी स्याद्वादपूर्णा जयति भुवि वरा सा त्रिपद्यर्थगत्या॥२॥
त्रिपदीगूढरहस्यं सभाष्यसूत्रेण येन निर्दिष्टम्। तमहं वाचकमुख्यं नमाम्यनेकान्ततत्त्वज्ञम्॥ ३॥
सूत्रार्थप्रवणा सुभाष्यमनना सन्नीतिमानागमा, तत्तत्त्वमतार्थसार्थप्रथना निर्वाणमार्गप्रभा।
वृत्तिर्यस्य सुशास्त्रपद्धतिमिता स्याद्वादभावान्वया, भूत्यै स स्मृतिमागतो भवतु मे श्रीसिद्धसेनो गणिः॥४॥
पूर्वाचार्यगुणप्रकर्षमहिमाधारस्य यस्य क्रियाः, सर्वा एव सुशिष्टकृत्यनुगमे दृष्टान्तताभाजनम्।
तस्योक्तिं मितिनीतितर्कसुभगां श्रीनेमिसूरेर्गुरोः, सेवे तत्त्वसरस्वतीं प्रवितताम् निक्षेपभङ्ग्याश्रिताम्॥ ५॥
यद्व्याख्याकलितोऽत्र शास्त्रनिवहो भव्यालिजाड्यापहो, विज्ञानां मुदमातनोति विषमग्रन्थ्यर्थबोधाहितः।
वन्दे तं गुरुवर्यमाप्तमुकुटं श्रीनेमिसूरीश्वरं, स्याद्वादाम्बुजभास्करं बुधततिप्रख्यातधामास्पदम्॥ ६॥
स्याद्वादमानमञ्जुलां, नयालिकलितां हिताम्। तत्त्वार्थसूत्रमध्यस्थां, त्रिसूत्रीं भाष्यवृत्तिगाम्॥ ७॥
गुरूरुकृपया लब्ध-धीलवो बाललीलया। लावण्यालपितः सूरिः प्रकाशयति सन्मुदे॥ ८॥ युग्मम्॥

यद्यपि प्रमाणनयैरधिगमो भवति तत्त्वार्थस्य, प्रमाणानि च नयाश्च यथास्थानं निरूपिता एव, तत्त्वान्यपि यथास्थानं व्यावर्णितस्वरूपाण्येवेति किमपरमवशिष्टं यदर्थम् "उत्पादव्ययध्रौव्ययुक्तं सद्" इति सूत्रं प्रणायि श्रीमद्भिर्वाचकपुङ्गवैः। न चेदमवशिष्टम्, यदुत–सत्त्वसमाकलितानि प्रमाणादीनि सन्तीत्युच्यन्तेऽन्यथा त्वसन्तीति सत्त्वमेव सर्वस्य प्राणभूतम्, तन्निरूपणञ्चावश्यं विधेयम्, अनिरूपिते च तस्मिन्निरूपितान्यपि प्रमाणादीनि शशशृङ्गकल्पानीति शून्यतामेव जगदाकलयेदिति वाच्यम्, सुनिरूपिते प्रमाणे तद्विषयत्वमेव सत्त्वमिति सत्त्वनिरूपणं जातमेवेति स्वरूपान्तरान्वेषणन्तस्य न कमप्यर्थं पुष्णाति, प्रत्युत यावन्ति प्रमाणस्य विषयीभूतानि तत्त्वानि तेभ्योऽधिकं सत्त्वमिति तदर्थमप्यन्यत्प्रमाणं परिकल्पनीयं स्यात्, अन्यथा तस्याप्रामाणिकत्वे तन्निबन्धनजीवनानि वस्तून्यपि नात्मानमासादयेयुरिति सकलाऽपि लोकयात्रा समुच्छिन्ना स्यात्। न च सत्त्वाश्रये वस्तुनि यत्प्रमाणं तदेव सत्त्वेऽपीति न तदर्थं प्रमाणान्तरान्वेषणमिति वाच्यम्, एवं सति स्वरूपसत्त्वैव वस्तुन उपगता स्यात्, अन्यथाऽन्यविषयस्य प्रमाणस्य तदन्यस्मिन्प्रामाण्ये घटविषयकप्रमाणमपि पटादौ प्रामाण्यमासादयेदित्यतिप्रसङ्गोऽनिवारितप्रसरः स्यात्। न च स्वरूपसत्त्वाभ्युपगमे स्वस्वरूपस्य स्वसादभिन्नत्वात्प्रतिव्यक्ति सत्ता भिन्ना स्यादिति सन् घटः सन् पट इत्यनुगतप्रतीतिर्न ततः समुल्लसेत्, अननुगतायाः प्रतीतेरननुगतविषयनिमित्तकत्वमिवानुगताया अनुगतैकविषयनिमित्तकत्वस्यैव स्वीकर्त्तुमुचितत्वादिति वाच्यम्, एवं सति नैयायिकाभ्युपगता सत्तैव प्रमाणीक्रियताम्, सा चान्यत्र प्ररूपितैवेति वृथा तद्व्यतिरिक्तसत्त्वप्ररूपणायासः "अर्के चेन्मधु विन्देत किमर्थं पर्वतं व्रजेत्। इष्टस्यार्थस्य संसिद्धौ को विद्वान् यत्नमाचरेत्॥१॥" इति न्यायात्। ननु सत्तापि सतीत्येव प्रतीयते, न च स्वस्मिन्स्वस्य वृत्तिरात्माश्रयभयात्सम्भवति, न च सत्तायामन्या सत्ताऽभ्युपगन्तव्या, तथा सति सापि सतीत्येवंप्रतीयमानाऽन्यया सत्तयाऽऽलिङ्ग्येत, प्रथमया सत्तया तदालिङ्गनेऽन्योन्याश्रयः कथमपाकर्त्तुं शक्यः ?, तृतीयया सत्तया द्वितीयस्यां सत्तायां तत्प्रतीत्युपपादने तस्यामपि तत्प्रतीत्युपपादनाय चतुर्थी सत्ताऽभ्युपगन्तव्या स्यात्, सा च प्रथमया सत्प्रतीतिविषयश्चेच्चक्रकस्समवतरन्न निरोद्धुं शक्येत,

